# કાશીથી કરબલા.

લેખક અને પ્રકાશક

ખોજા લવજી ગીણા
માસ્તર બનારસ.

આવૃતી પહેલી નકલ ૫૦૦

કીંમત રૂ. ૧-૦-૦



બનારસ સીટી.

દવલ ભુગા માસ્તર.

મરચંટ અને કમીશન એજંટ

# કાશીથી કરબલા.



લેખક અને પ્રકાશક

ખોજા લવજી ઝીણા
માસ્તર બનારસ.







આવૃતી પહેલી — નકલ ૫૦૦

કીંમત રૂ. ૧-૦-૦



# પ્રસ્તાવના.



એક વિદ્વાન ગૃહસ્થે કહ્યું છે કેઃ—" સંસારમાં કોઇપણ કાર્ય હેતુ વગરનું હોતું નથી. " તેવીજ રીતે માણસની જીંદગીનો પણ કાંઇક હેતુ હોવો જોઇએ; હેતુ સિવાયનું જીવન તે મરવાથી પણ વધારે ખરાબ છે. હવે પ્રશ્ન એ આવીને ઉભો રહે છે કે જીંદગીનો શું હેતુ હશે ? આ સવાલનો ઉત્તર મેળવવા માટે માણસને સંસારની પાઠશાળામાં બહુ અભ્યાસ કરવો પડે છે અને તે અભ્યાસના પાઠય પુસ્તકોમાં ધર્મ શિક્ષણ એ એક મુખ્ય અને અગત્યનું અંગ છે. મનુષ્ય સંસારમાં, તે મારફતે પોતાની દરેક પ્રકારની ફરજોને સમજી શકે છે.

જે સમાજમાં ધર્મનું શિક્ષણ નથી, તેઓ સત્ય અને અસત્ય વચ્ચેનો ભેદ સમજી શકતા નથી. સંસારનાં વ્યવહારીક કાર્યો પણ ધર્મ શિક્ષણથી યથાર્થ રીતે કરી શકાય છે. ધર્મનાં બંધારણ વગરની પ્રજાની રહેણી કરણી અને પરસ્પર જન સમાજમાં તેઓનો વ્યવહાર ઘણીજ કઢંગી હાલતમાં આવી પડે છે. તેઓના મનની હાલત, સુકાન વગરના નાવની માફક અવ્યવસ્થિત થઇ પડે છે.

હિંદુસ્તાનમાં, હિંદુ કે મુસલમાનો દરેક વર્ગના બાળકોને પ્રથમ ધર્મ શિક્ષણ સંગીનપણે આપવામાં આવતું હતું. તેમાં પણ હિંદુ ભાઇઓની તો શિક્ષણ આપવાની રચનાજ એવી હતી કે બ્રહ્મચર્યાશ્રમમાં વ્યહવારનું દરેક પ્રકારનું શિક્ષણ ધર્મ શિક્ષણની મારફતેજ આપવામાં આવતું હતું. સમય જેમ બદલાવા લાગ્યો, રાજ્ય રંગમાં જેમ જેમ ફેરફારો થવા લાગ્યા, તેમ તેમ તેઓને પણ પોતાના નિયમોમાં બહુ ફેરફારો કરવા પડયા. મુસલમાની સલ્તનત પુરી થવાનો સમય આવ્યો અને યુરોપની પ્રજાની સંગતનો પવન લાગતાં વાંતજ તેઓ ભાઇઓએ, પોતાના અભ્યાસનું લક્ષ્યસ્થાન બદલાવવા માંડયું. અંગ્રેજી રાજ્યનો પાયો જેમ જેમ મજબુત થવા લાગ્યો તેમ તેમ કેળવણીની રચના કોઇ જુદીજ તરેહથી રચાવા માંડી. અંગ્રેજી ભાષા જગો જગ મુખ્ય સ્થાન લેવા લાગી, અને તે ભાષા શિખેલાઓ

પ્રજામાં આગેવાનો તરીકે ઓળખાવા લાગ્યા. નાણાં સંબંધી સ્થીતિમાં પણ મોટો ફેરફાર થવા લાગ્યો. " ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર અને કનિષ્ટ ચાકરી " આ પુરાતનિક કહાણીનું સ્વરૂપ તદન ફેરવાઇ ગયું. " ખેતીની " જગોએ " નોકરી " આવી પડી અને વેપારે પણ પોતાનું મધ્યમ સ્થાન બદલાવી નાંખ્યું. આવી હાલતમાં હિંદુસ્તાનની દરેક પ્રજા અંગ્રેજી શિક્ષણ માટે ઘેલી થઇ પડી. કેળવણી અને શિક્ષણ આ બેમાં કેવડો મોટો પ્રભેદ છે તે ભૂલી જવાયું. નોકરીના મોહમાં લોકો ઘેલા થઇ ગયા. પારસી ગૃહસ્થો બહુજ તિક્ષણ બુદ્ધિના અને મહા ગણતરીબાજ હતા; પારકી ભાષા ઉપર કાબુ મેળવતાં તેઓને વાર લાગતી નહોતી. પરદેશના વેપારમાં આ બાહોશ કોમ યુરોપી વેપારીઓ સાથે બરાબર ફળી રહતી. ચીનના વેપાર ઉપર મજબૂત હાથ નાખ્યા પછી તેઓની દૃષ્ટિ યુરોપના વેપાર ઉપર પડવા લાગી. ચતુર રાજ્યસત્તાધારીઓ, આનું ભવિસ્ય શું આવશે તે કલ્પી શક્યા અને કોઇપણ ઉપાયે કરી આ બાહોશ પ્રતિસ્પર્ધિઓનો પગ, વેપારની ભૂમિમાંથી કેમ કાહાડી શકાય તેનો ઉપાય શોધતા હતા. આખરે આ લોકોને પણ અંગ્રેજી શિક્ષણનો મોહક મંત્ર મળ્યો. મેટ્રીક કે બી. એ પાસ કરેલા પારસી ગૃહસ્થોને બબે હજારના મોટા પગારો આપી, ચાકરીના મોહમાં ઘેલા કરી મૂકયા. આવા પગારદારો વેપારીના દીકરા નહોતા. તેઓ અંગ્રેજોની રહેણી કરણીની નકલ કરી મોટા દમામથી રહેવા લાગ્યા અને પારસી વેપારીના દિકરાઓને પણ પોતાની તરફ આકર્ષ્યા. આખરે લગભગ આખી કોમને નોકરીનો મોહ લાગ્યો. બીજી બાજુએ કેળવણીનું સ્વરૂપજ એવું રાખવામાં આવ્યું હતું કે લોકો પાસ થઇને ઉત્તમ નોકરી કરનારાજ તૈયાર થાય. પરિણામે આખી કોમના હાથમાંથી વેપારનું સુકાન છુટી ગયું ચીનના વેપારની બાજી લગભગ ખોજા ગૃહસ્થોને આપી પોતે નોકરી દેવીના પૂજારી થયા. આ સમયમાં અંગ્રેજી શિક્ષણ એક દેવ પૂજન કરતાં ઉચ્ચ સ્થાન ભોગવતું હતું. લોકોના વિચારો અંગ્રેજ પ્રજાની તમામ નકલ કરવામાંજ રોકાઇ ગયા હતા, આનું પરિણામ એ આવ્યું કે, નીતિની વ્યાખ્યા ડામા ડોળ થવા લાગી. ધર્મનાં સિધ્ધાતોમાં શકની દૃષ્ટિ પડવા માંડી. ચરિત્રમાં શિથળતા આવવા લાગી, પ્રપંચો વધવા લાગ્યા અને ધર્મ શિક્ષણ ધીમે ધીમે અદૃસ્ય થવા લાગ્યુ. પ્રજાના સંસ્કારી અંતઃકરણો પલટાવા લાગ્યાં. હાલત

એટલી બધી કઢંગી થઇ પડી કે, ધાર્મિક શિક્ષણ એક વહેમ ગણાવા લાગ્યું. જે મુસલમાનો પોતાનાં સંતાનોને અમુક હદ સુધી ધાર્મિક શિક્ષણ આપવાની પોતાની ફરજ સમજતા હતા, આ ફરજની દોરી પણ ઢીલી થવા લાગી આ સઘળી સ્થીતિનું પરિણામ કાંઇક અસરકારક રીતે જોવામાં આવતાં જ મુસલમાનો કાંઇક ચમક્યા. મુસદ્દસે હાલી જેવાનાં કાવ્ય બાણોએ મુસલમાનોની છાતી વીંધી નાંખી. સિંહાવલોકન કરતાં પોતે પોતાનું અસલ સ્થાન મૂકી ક્યાં આવી પડયા છે તે જણાયું. ધર્મના શિક્ષણને વ્યવહારીક શિક્ષણ સાથે ધાડો સંબંધ સમજાયો અને પરિણામ રૂપે અલીગઢ કોલેજે દેખાવ આપ્યો. પશ્ચિમના વિચાર સાગરમાં આપણું વહાણું ખરાબે ન ચડી જાય તેની કાંઇક સમજણ પડી.

આપણા ખોજા ભાઇઓ લાંબો સમય થયાં ઇસ્માયલી તરીકે ઓળખાવીને પોતાને શીયા મુસલમાન તરીકે ગણાવતા હતા. ધાર્મિક વિષયમાં જરાપણ જ્ઞાન નહોતું એમ કહીએ તો જરાપણ અતિશયોકિત કરેલી નહિ કહેવાય. કારણ કે સંવત ૧૯૨૦—૨૧ માં મુંબાઇની હાઇકોર્ટના આરોશ જજે ખોજા ભાઇઓની ધર્મ સંબંધી અજ્ઞાનતા માટે ઘણીજ કડવી ટીકા કરેલી છે.

ફેરફાર થવો એ દુનિયામાં એક મહાનીયમ છે. દરેક વસ્તુમાં પ્રત્યેક પળે ફેરફાર થતો જાય છે. ભવિસ્યના મહા સાગરમાંથી મ્હોટું વહન ભૂતકાળના મહા સાગરમાં અનંત કાળ થયાં પડતું જાય છે આમાં વર્તમાન કાળનો અવકાશ કેટલો છે તેનો વિચાર ચતુર વાંચનારાઓને જ સોંપાયે છીયે.

વખતના વહેવા સાથે ખોજા ભાઇઓમાં ધર્મ સંબંધી જીજ્ઞાસા વધારે આતુર થવા લાગી અને અમુક વર્ગ જે પોતાને અસલથીજ ઇસ્નેઅશરી તરીકે માનતો હતો, તેઓએ પોતાનામાં ધર્મ સબંધી શિક્ષણ સંગીનપણે મેળવવાની અગત્ય જોઇ અને જૂદા જૂદા સ્થળે પોતાની કોમમાં આવું શિક્ષણ દિવસે દિવસે વૃદ્ધિ પામે એવા બંદોબસ્તો સ્થળે સ્થળે થવા લાગ્યા. અનેક જગોએ મસ્જીદ મદરેસાઓ બંધાયાં, ધર્મ શિક્ષણ મેળવવા માટે અનેક પ્રકારના બીજા પણ બટના બંદોબસ્તો થવા લાગ્યા; હિદાયત ફંડ, ખોજા નિરાશ્રિત ફંડ, ખોજા મુસાફરખાનાં વગેરે ખાતાંઓ દિવસે દિવસે સ્થાપિત થવા લાગ્યાં.

માનસીક સ્થીતિ દિવસે દિવસે વધારે બળવાન થવા લાગી. એટલે ધર્મ નિયમોને અનુસરીને વહેવારમાં પણ સુધારા થવા લાગ્યા. કન્યાઓમાં પણ ધર્મ શિક્ષણ આપવાની યોગ્યતા સમજાઇ. સ્ત્રી વર્ગમાં પડદા માટે વિશેષ સુધારો થયો. અને આગળ જતાં રાહેનજાત અને નૂરે હિદાયત જેવાં માસિકોએ પોતાનો પ્રકાશ કોમમાં ફેલાવીને દરેક મહિને ધર્મનાં ફરમાનો લોકોને સમજાવવાં શરૂ કીધાં. પોતાનો યોગ્ય રસ્તો કયો છે તેના તરફ ભાઇઓની તીક્ષણ દૃષ્ટિ પડવા લાગી.

જે કોમ એક વખતે પોતાના ધર્મના સંગીન જ્ઞાન માટે તદ્દન અજ્ઞાન ગણાતી હતી તેજ કોમમાં ધર્મનું સંગીન જ્ઞાન ધરાવનારાં નર રત્નો પેદા થયાં. કોમને ધર્મ શિક્ષણનું સંગીન જ્ઞાન મેળવવાની એટલી બધી ભૂખ લાગી કે પાક કલામે શરીફના વાંચન માત્રથી પોતાને તૃપ્તી થઇ નહિં. આ સોનેરી વાકયોમાં અસલ તત્વ શું રહેલું છે-તેમાં રહસ્ય શું સમાયેલું છે-તે જાણવાને લોકો બહુ આતુર થયા અને ઘણાજ થોડા વખતમાં ભાવનગરના મરહુમ શેઠ અલાદીન ભાઇ દેવજી ભાન્જી તથા હાલમાં રીટાયર્ડ થઇ પેનશન ભોગવતા સ્ટેટના માજી ન્યાયાધીશ શેઠ માહમદ અલીભાઇના પ્રયત્નથી મરહુમ પ્રોફેસર ઇસ્પહાની પાસે પાક કલામે શરીફનું ગુજરાતિ ભાષાન્તર સુંદર સ્વરૂપમાં તૈયાર કરાવી, ભાઇઓના હાથમાં મૂકાયું. ભાઇઓ જેમ જેમ આ અમૃતનું પાન કરવા લાગ્યા તેમ તેમ મનની ઇચ્છા હજુ પણ વધારે જાણવાને વધારે આતુર થઇ. બહુ સમય પસાર ન થયો એટલામાં તો જનાબ હાજી ગુલામઅલી હાજી ઇસ્માઇલ, જનાબ મી. કાબા અને મરહુમ જનાબ એન ગેન વગેરે તરફથી સેંકડોની સંખ્યામાં ધર્મ સંબંધી જુદાં જુદાં તત્વો જાણવાનાં સાધનો બાહાર પડયાં અને જનાબ હાજી ગુલામ અલી હાજી ઇસ્માઇલ તરફથી મહાન કલામે શરીફ મોટાં બે વોલ્યુમમાં ઘણીજ વિસ્તારેલી સમજણ સાથે પ્રસિદ્ધ થયું. અમુલ્ય સામગ્રીએ ઇસ્નેઅશરી ખોજા ભાઇઓમાં એક ચમત્કારી અસર પેદા કરી. હજારોની સંખ્યામાં ભાઇઓ આ અમુલ્ય સામગ્રીના ગ્રાહકો થયા અને તેનું લક્ષપૂર્વક મનન કરવા લાગ્યા. બહુ ગૃહસ્થોના આ અમુલ્ય સામગ્રીના અભ્યાસથી હજારો ભાઇઓનું લક્ષ પોતાનું અસલ સ્વરૂપ સમજવા તરફ લલચાયું.

આ નાશવંત સંસારની અંદર મનુષ્યની શું સ્થીતિ છે? શું શક્તિ છે? અને સંસારમાં તેની શું ફરજ છે? મનુષ્ય જીંદગીનો હેતુ શું છે? આવા ગંભીર પ્રશ્નોના અભ્યાસ કરવામાં ઘણા ભાઇઓ લલચાયા. રૂહ અથવા આત્મા તે શું છે? શરીર સાથે તેનો શું સબંધ છે? આ સબંધ કયારે અને શી રીતે જોડાય છે? તેમજ કેવી રીતે આ સંબંધ છુટો થાય છે? છુટો થવા પછી આત્મતત્વનું સ્વરૂપ શું હશે? વગેરેપ્રકારના ગંભીરપ્રશ્નો ઘણા ભાઇઓ કોઇ કોઇ વખતે ચરચામાં મૂકી પોતાની તે સબંધી જીજ્ઞાસાઓ પ્રદર્શિત કરવા લાગ્યા.

કરબલાની પવિત્ર ભૂમિમાં ઇસ્લામનું જીવન બચાવનાર મહાન બુજર્ગવાર મૌલાના ઇમામ હુસેન અ. સ. ની મુશીબતોની ખરી પીછાણ, ભાઇઓ હવે લક્ષપુર્વક સમજવા લાગ્યા. દિવસે દિવસે એ મહાન બુજર્ગવારની શક્તિનું સ્વરૂપ સમજવા લાગ્યું. ઇસ્લામના એ મહાન નેતાની મહોબ્બત પ્રાણપ્રિય થવા લાગી. બુદ્ધિ અને હૃદયની ભાવના એઉની ક્રીયામાં બહુ ફેર છે; બુધ્ધિ નફા તોટાના સરવાળા બાદબાકી માત્ર કરી શકે છે જ્યારે હૃદયની ભાવના પ્રેમના ખરા સ્વરૂપને ઓળખી તે સાથે તન્મયતા કરાવે છે.

આ મહાન બુજર્ગવારનાં દૃષ્ટાંતો માહત્મા ગાંધી જેવાના મુખમાંથી નિકળવા લાગ્યાં. અનેક ભાઇઓના હૃદયમાં આ મહાન બુજર્ગવારની જ્યારત કરવા માટેની લાગણીઓ સ્ફુરવા લાગી.

ઇસ્નેઅસરી ખોજા ભાઇઓની આંખો આ સમયે સંપુર્ણ રીતથી ખુલી ગયેલી હતી. સત્ય અને અસત્યમાં શું ફરક છે તે ભાઇઓ સારી પેઠે સમજવા લાગ્યા હતા. જે લોકો અજ્ઞાનના અંધકારમાં રહી મૂર્તિપૂજા કરતા હતા, તેવા લોકો આવા ઢોંગનો ત્યાગ કરી સત્ય રસ્તા ઉપર વળી ચુકયા હતા. મનુષ્ય દેહ ધારણ કરનાર કોઇ દિવસ ખુદાનો દાવો કરી શકેજ નહિ. આવો દાવો કરનાર અને કરાવનાર એઉ આખરીના દિવસ માટે મોટું જોખમ વહોરી લે છે એવો લોકોને દૃઢ નિશ્ચય થઇ ગયો હતો.

જ્ઞાનનો પ્રકાશ જ્યારે પોતાનું તેજ ફેલાવે છે ત્યારે અજ્ઞાનનો અંધકાર સ્વતઃ નાશ પામે છે. ધર્મ સંબંધી બાબત એ એક જુદોજ વિષય છે. પરવર દીગારની રાહના રસ્તાનું અવલોકન કરવું અને સંસારની મોહજાળને વળગી રહેવું આ બે બાબતો એક સાથે કદિ બનતી નથી. કોઇ પણ વિષય પર આંતરિક પ્રેમ ઉત્પન્ન થવો અને પ્રેમની વાતો માત્ર કરવી, આ બે બાબતોમાં બહુ ફરક છે. તેના-

થી પ્રેમનું તત્વ સમજી શકાતું નથી. અહોનીશ તેનુંજ મનમાં ચિંતન થવું જોઇએ. વાતો કરવી અને લગની લાગવી, આ બેમાં બહુ ફરક છે. આવા પ્રકારનું આત્મ ચિંતન અને પરવરદિગાર પ્રતિનો પ્રેમ આ બે બાબતો જ્યારે એકઠી થાય છે ત્યારેજ બેઉનું અપરોક્ષ જ્ઞાન પ્રતિત થાય છે અને તેજ સમયે આવા પ્રકારનું જ્ઞાન સફળ થયેલું ગણાય છે. આવા પ્રેમની પ્રાપ્તિ કરવા સારૂ હૃદય વિસ્તાર કેવો અને કેવડો જોઇએ તે વર્ણવી શકાતું નથી. જ્યારે સઘળી કામનાઓ-ઇચ્છાઓ જતી રહે છે, દુનિયાની સઘળા પ્રકારની મોજમજા કે દરેક પ્રકારના વિષયો ઉપરથી મન જ્યારે ઉઠી જાય છે ત્યારેજ હૃદય વિસ્તારવાળું બને છે. આવો પ્રેમભાવ પ્રગટ થવો જ્યારે શરૂ થાય છે ત્યારે મનુષ્યના વિચારો, તેની રહેણી કરણી, તેનું આચરણ, તેનો ખોરાક આ સઘળું બદલાઇ જાય છે. આવા સમયે તેને કોઇ જૂદાજ પ્રકારની ભૂખ લાગે છે. તેનું અંતઃકરણ વિશુધ્ધ કાચ જેવું થઇ રહે છે. તેની દૃષ્ટિ અને તેનું આચરણ એ સઉમાં સાત્વિકતાજ નજરે પડે છે. આવી સ્થીતિના મનુષ્યોમાં પવિત્ર ચૈતન્યનો જે આભાસ પડે છે તે આભાસનું તેમાં પોષણ થાય છે અને પરિણામે તે એક મોટું સ્વરૂપ ધારણ કરે છે.

મહાન બુઝર્ગવાર ઇમામહુસેન અ. સ. ની મહોબ્બતનું આંતરિક લક્ષણ ઉપરના થોડાક લખાણથી સુજ્ઞ વાંચક સમજી શકશે. મ્હારા દિલમાં આ ઇચ્છા જન્મ પામતાં તે વિચાર કલકતામાં મ્હારા સ્નેહી ભાઇ અલાદીન ચાંદુને જણાવ્યો. તેઓ ભાઇએ મ્હારા વિચારને મજબુત અનુમોદન આપ્યું. તુરતજ મ્હારા જુના અને વિદ્વાન સ્નેહી શેઠ નુરમાહામદ ઇસ્માઇલ ખાનમાહામદ જેઓ અહીના ઓ. મેજીસ્ટ્રેટ છે તેમણે મને એકજ દિવસમાં પાસ પોર્ટ મેળવી આપ્યો અને તા૦ ૬ અકટોમ્બર ૧૯૨૧ ના રોજ બનારસમાંથી હું તથા મ્હારી સ્ત્રી અને મ્હારો નાનો દિકરો દોસ્ત માહામદ એમ ત્રણ જણ, આ પવિત્ર સ્થળની જ્યારતનો લાભ લેવા માટે આઉધ અને રોહીલ ખંડ રેલવેમાં કરાંચીની ઇન્ટરમીડીએટ કલાસની ટીકીટ લઇ રવાના થયાં.

સ્ટીમર, શુસ્તર
એરેબીઅન સમુદ્ર.
તા. ૮—૧૧—૨૧

લવજી જીણા માસ્તર.

# સમય અને અનુકુળતા.



ઇરાક અથવા મેસેપોટેમીયામાં મુસાફરી કરવા જનારાઓએ હિંદુસ્તાનમાંથી કઇ રૂતુમાં ત્યાં જવું કે જેથી મુશીબત સહન કરવી ન પડે? આવો પ્રશ્ન કરનારને જાણવું જોઇએ કે સપ્ટેમ્બર અને અકટોબર એ બે મહિનાઓમાં આ મુલકમાં વધારે ગરમી નથી હોતી. તેમ વધારે ટહાડ પણ નથી હોતી. નવેંબરમાં મુસાફરોએ વળી નિકળવું જોઇએ. નવેંબરના પાછલા દિવસોથી લઇને જાનેવારીની આખરી સુધી ત્યાં ટહાડ વધારે પડે છે. તેમજ જાનેવારી તા. ૧૫ થી માર્ચ તા. ૧૫ સુધીની રૂતુ પણ સારી છે. તે વખતે પણ વધારે ટહાડ નથી હોતી અને ગરમી પણ શરૂ થવાની સ્થીતિમાં હોય છે. કોઇ ચતુર વાંચનાર એવો પ્રશ્ન કરે કે ઉપર જણાવેલા બે સમયોમાં કયો સારો? તો મારો અંગત અનુભવ એમ કહે છે કે સપ્ટેમ્બરથી નવેમ્બર સુધીનો સમય વધારે પસંદ કરવા યોગ્ય છે.

નવું જોવાની હોંશ સંસારમાં સૌને થાય છે; તેમાં જયારત જેવો પવિત્ર લાભ મળતો હોય એટલે સૌનાં મન ગમે તેવી ગોઠવણે કે અધૂરી ગોઠવણે ત્યાં જવા તૈયાર થાય છે. પણ સલાહ ભરેલું છે કે સંપુર્ણ જાતની સગવડ અને તૈયારી સિવાય ફકત કિસ્મતના આધારનું બાહાનું માત્ર દઇને આ મુસાફરીનું સાહસ કરવું સલાહ ભરેલું નથી. મહારો એવો અભિપ્રાય નથી કે આ મુસાફરી ફકત શ્રીમંતોજ કરી શકે છે, બલકે સાધારણ સ્થીતિના માણસો આ પવિત્ર સ્થળોની જયારતનો લાભ વધારે પ્રમાણમાં લે છે. કાઠીયાવાડ કે ગુજરાતનાં ઘણાં કુટુંબો આ વખતે આ લાભમાં શામીલ હતાં. માહરે કહેવાની મતલબ એટલી જ છે કે ત્યાંની અનુકુળતા કે પ્રતિકુળતા વિષે પહેલાંથી જ જાણી શકાયું હોય તો મુસાફરને કાંઇક વધારે લાભ થાય. બહુ મુસાફરો પોતે ધારેલું હોય તે કરતાં ત્યાં વધારે ખરચ જોઇને મુશીબતમાં આવી પડે છે, અને અજાણ્યા મુલુકમાં આવી મુશીબત વધારે દુઃખદાયક થઇ પડે છે. જયારતની જગાઓ અથવા હિંદુઓનાં તીર્થ સ્થળો જેવી જગોએ બીજાં સ્થળો-

ના મુકાબલે ખરચ હમેશાં વધારે તો હોયજ પણ આ જગોએ કે જ્યાંની પેદાશમાં ખોરાકીનો સામાન બહુ ઓછો થાય છે, તેમજ તેવો સામાન હિંદુસ્તાન જેવા દૂરના મૂલકમાંથી મંગાવવો પડે છે, એટલે રસ્તાનું મ્હોટું ખરચ અને નફો મળતાં પડતર ઘણી જ આ કરી પડે છે. તેમાં બસરા અને બગદાદનો કસ્ટમનો મ્હોટો બોજો દરેક પદાર્થોને સહન કરવો પડે છે એટલે ખરચ હિંદુસ્તાનના મુકાબલે ઘણો વધારે પડતો આપણે જોઇએ છીએ.

ઘણા મુસાફરો ચાવલ, દાળ, આટો, ઘી વગેરે મુસાફરીનો સામાન પોતાની સાથે લઇ લે છે; આ પણ પસંદ કરવા લાયક નથી. તેનાથી તો તકલીફ અને ખરચ બેઉના બોજામાં વધારો થાય છે. કારણ કે જે રસ્તે પ્યાદળ મુસાફરી કરવી પડે છે એટલે કે જ્યાં રેલવે નથી—જેમકે હિલ્લાથી નજફ અશરફ અથવા હિલ્લાથી કરબલા મોઅલ્લા કે નજફ અશરફથી કરબલા મોઅલ્લા અથવા કરબલા મોઅલ્લાથી કાઝમીન—આવા જમીનના રસ્તામાં મુસાફરોને, મોટર, ઘોડા ગાડી વગેરે વાહનમાં આવા પ્રકારનો સામાન બહુ તકલીફકારક થઇ પડે છે. વાહનવાળો બહુ મોટું ભાડુ માંગે છે. સામાન અજાણતા સ્થળમાં મૂકીને મુસાફરથી જઇ શકાતું નથી અને સામાનના બોજાના સબબે ભાડું ઘણું વધારે આપવું પડે છે. આ અડચણ આવા પ્રકારની મુસાફરીમાં વારંવાર નડે છે અને સરવાળો ખરચનો એટલો આવે છે કે સાથેનો સસ્તા ભાવનો સામાન બહુ મોંઘાભાવનો થઇ પડે છે. અલબત મુંબઇ કે કરાંચીથી બસરા સુધી સ્ટીમરની મુસાફરીમાં આવતાં જતાં, સ્ટીમરમાં આવો સામાન કાંઇક રાહત આપે છે એમાંતો ના પાડી શકાતી નથી, પણ તે રસ્તે ચાલનારી સ્ટીમરમાં મુસાફરોને સ્ટીમર તરફથી જે ખાવાનું મળે છે તે પણ અસંતોષકારક હોતું નથી. છેવટે એટલી સલાહ જરૂર ઉપયોગી થઇ પડશે કે આવો ખોરાકીનો સામાન કે પથારીનો સામાન અને પહેરવાનાં કપડાં વગેરે જે કાંઇ સાથે લીધેલો સામાન હોય તેમાંથી જેમ બને તેમ ઓછો સામાન બસરામાંથી સાથે લઇને વધારાનો સામાન બસરામાં આપણા ભાઇઓ પૈકી જ્યાં અનુકુળ પડે ત્યાં રાખી આગળ મુસાફરી લંબાવવી.

બસરા મૂકવા પછી રેલ્વે રસ્તે કે મોટર ઘોડા ગાડીને રસ્તે ખોરાક સંબંધી મુસાફરને તકલીફ ભોગવવી પડતી નથી. જગો

જગોએ તંદુલની રોટલી, બાફેલાં ઇંડાં, શેકેલી માછલી, મીઠું દહિં, અને મલાઇ મળે છે. બહુ તરેહનું ફ્રુટ તાજું અને સસતું મળે છે. દૂધ વગરની સ્વાદિષ્ટ ચા દરેક જગોએ મળે છે. ગામો, શહેરો કે કસ્બામાં ખોરાકનાં સાધન સુંદર હોટેલો, મુસાફરખાનાની પાસે જ હોય છે.

હિંદુસ્તાનમાં જે નાણાંનો વ્યવહાર છે તેજ નાણું આ સ્થળોએ ચાલે છે. આપણા જ પૈસા ચાંદી નાણું અને નોટો બહુ સહેલાઇથી ચાલે છે, તે એટલે સુધી કે ગીની વટાવવાથી વટાવ આપવો પડે છે, બસરામાં બેંક છે પણ સલાહ ભરેલું એ છે કે મુસાફરોએ ખરચ માટે સો, અને દસ વાળી નોટો ખરચ પુરતી સાથે લેવી. જો કે બસરામાં આપણા ભાઈઓની દુકાનોમાં મુંબાઇની હુંડી વેચી શકાય છે.

મુસાફરોને એક ઘણી જ અગત્યની સલાહ આપવી પડે છે કે જો સાથે સ્ત્રીઓ હોય કે બાળ બચ્ચાં હોય તો સોના ચાંદીનું ઘરેણું સાથે રાખવું બીલકુલ સલાહ ભરેલું નથી.

મેસેપેટેમીયામાં યુફ્રેતીસ અને તૈગ્રીસ આ બે મોટી નદીઓ વહે છે. આ બે નદિઓ અને જગોએ જગોએ તેમાથી કહાડેલી નહેરોથી આ પ્રદેશને બહુ લાભ થયેલો છે. જમીન ઝાડ પાન સિવાયની સપાટ છે. તે સાથે ઘણા ભાગે ખેતીમાં નિરૂપયોગી થઇ પડે તેવી જમીન છે. જાનવરોમાં ઘેટાં બહુ બળવાન ચરબીવાળાં થાય છે. સેંકડોની સંખ્યામાં ઉંટનાં ટોળાં સાથે આરબ મુસાફરો, સાથે વિલાયતી રીવોલ્વરો રાખીને એક સ્થળેથી અન્ય સ્થળે જતા જણાય છે, સપાટ મેદાનમાં જગોજગ હાલના સમયમાં બબે ત્રણ ત્રણ કે ચાર ચાર ઘોડાની ગાડીઓ જેને અરબાના કહે છે તે દોડે છે. ઘણા મુસાફરખાનામાં ડઝનબંધ મોટરો ભાડા માટે પડેલી હોય છે. કદાવર ગધેડાં અને ગધેડાંથી ચાલતી કમાન વગરની ગાડીઓ સ્થળે સ્થળે મળે છે. એક સ્થળેથી બીજા સ્થળે જતાં રસ્તામાં વિસામો લેવાની જગા આવે છે ત્યાં ગાડીઓના ઘોડાને ૧૦ મીનીટ વિસામો આપે છે. તેવા સ્થળે તમારા વાહન પાસે આરબ સ્ત્રીઓ આવીને તમારી સાથેની સ્ત્રી મુસાફરોને પાણી પેશાબની ફરાગત કરવા સારૂ પોતાના મકાનમાં લઇ જવાની માગણી કરે છે. એક કે બે આનામાં

આ સ્ત્રીઓ રાજી થઇ જાય છે. તેવા સ્થળે દૂધ વગરની સ્વાદિષ્ટ ચા, તંદુલની રોટલી વગેરે ખાવાનું મળે છે. આરબ લોકોની પરોણાગતનો પાઠ હોપ ની સાતમી ચોપડીમાં બાળવયમાં વાંચેલો તેનું પ્રત્યક્ષ દર્શન થતાં બાળવયનું ચિત્ર આંખ સામે ખડું થતું હતું.

જરમન સાથેની મ્હોટી લડાઇના પ્રસંગોમાં કર્બલા શરીફ, નજફ અશરફ વગેરે પવિત્ર સ્થળોમાં તોપના ગોળા છૂટેલા એવી જોરદાર અફવાઓ હિંદુસ્તાનમાં ફેલાતી હતી પણ આ માંહેનુ કિંચિત પણ બન્યું નથી. એ સ્થળોમાં લડાઈ થઇ જ નથી. હિલ્લા અને સામરામાં લડાઇની અસર કાંઇક જણાયેલી છે પણ જયારતનાં સ્થળો કે રોઝા મુબારકને કોઇ રીતની અસર થયેલી નથી.

કર્બલા શરીફની જયારત માટે આફ્રિકા, હિંદુસ્તાન, અફગાનીસ્તાનનો ઉપરનો વિભાગ અને ઇરાન વગેરે સ્થળેથી હજારોની સંખ્યામાં લોકો ઉભરાઇ નીકળે છે છેલા મહોર્રમના ચેહલમના દિવસે ૨ થી ૨॥ લાખ માણસો કરબલા શરીફમાં એકઠાં થએલાં હતાં. ઇરાનના લોકો બહુ લાંબી મુસાફરી કરી અત્રે આવે છે.

આબો હવા સાધારણ રીતે સઘળી જગો પર બહુ સારી છે. માહરા અંગત અનુભવ પ્રમાણે કરબલા શરીફ કરતાં નજફ અશરફ અને કુફાનાં આબો હવા સારાં અને સામારાનાં આબો હવા એ સઘળા કરતાં વધારે સારાં. મેસેપોટામીયામાં ઘડીઆળોમાં સમયની ગણતરી જૂદી રીતથી થાય છે. સવારમાં દીવસ ઉગતાં આપણે ત્યાં ૫ કે ૬ વાગે છે ત્યારે ત્યાંના ઘડીઆળોમાં ૧ કલાક દીવસ ચડે ત્યારે એક વાગે છે. એમ સાંજ સુધીનાં આખા દહાડાની ૧૨ કલાક ના સાંજરે ૧૨ ટકોરા વાગવા પછી ૧ કલાક રાત્રી જતાં ફરીથી ૧ વાગવો શરૂ થઇ રાત્રી પુરી થતાં સવારના પહોરમાં બાર ટકોરા વાગે છે. હાલમાં જગોએ જગોએ અંગ્રેજી કેળવણી એરેબીક સાથે આપવાની સગવડો થઇ છે. ઘણા સ્થળે આ કામ મિશનરી ખાતા તરફથી ચાલે છે. મ્યુનીસીપાલીટીની ગોઠવણો થવા લાગી છે. આરબ જુવાનીઆઓ લશકરી તાલીમ લેવા લાગ્યા છે. જગોએ જગોએ બ્રીટીશના પોલીસો અને બ્રીટીશ ઓફીસરો દૃષ્ટિએ પડે છે. બહુ જગોએ પોસ્ટ ઓફીસ અને ટેલીગરાફ ઓફીસો થઇ છે. બગદાદ અને બસરામાં એકાદ અંગ્રેજી અને અરબીમાં દૈનિક વર્તમાન પત્રો પણ નિકળવા લાગ્યાં છે.

મુસાફરને ભાંગી તૂટી પરશીયન કે એરેબીક અથવા અંગ્રેજી ભાષાનું જ્ઞાન હોય તો સગવડ પડે છે.

સ્વતંત્રતા પ્રિય આરબો ઘણુજ ચંચળ પ્રકૃતિના અને જીજ્ઞાસુ છે. મીઠો અને હસમુખો સ્વભાવ અને જવ્વારો પ્રતિ ઘણુજ માયાળુ સ્વભાવથી રહે છે. ભાજીપાલો, બકાલું વગેરે હિંદુસ્તાનના જેવુંજ મળે છે. કોઇ કોઇ જગોએ મુળા રીંગણાં ઘણાં સુંદર મળે છે. વિલાયતી કાપડનો આ પ્રદેશમાં બહોળો પ્રચાર છે. કેરોસાઇન તેલ બસરા નજદીક આબાદાનના ધરાની અંદરમાં બહુ મોટા પ્રમાણમાં ધર નથી આવે છે. એંગ્લો પરશીયન ઓઇલ કંપની આ વહીવટ ચલાવે છે.

## રસ્તો.



હિંદુસ્તાન કે આફ્રિકાના જવ્વારોને કરબલા શરીફ જવું હોય તો મુંબાઇ કે કરાંચીથી સ્ટીમરમાં બેસી બસરા આવવું પડે છે. મુંબાઇથી બસરા માટે એક કરતાં વધારે કંપનીની સ્ટીમરો આવ જા કરે છે. પણ બ્રીટિશ ઇંડીઆ સ્ટી. ને. કંપનીની સ્ટીમરો નિયમીત રીતે જાય છે અને મુસાફરોને તેમાં સગવડ પણ વધારે મળે છે. આ કંપનીની મેલ સ્ટીમર દર અઠવાડીએ મુંબાઇથી બસરા માટે ઉપડે છે; તે ઘણું કરીને ફક્ત કરાંચીનું બંદર કરીને સીધી બસરા જાય છે, બાકી કેટલીએક કોસ્ટીંગ કે સબસીડરી મેલ તરીકે ઉપડે છે. તે કિનારાનાં બંદરો કરતી બસરા જાય છે.

મુંબઇથી બસરા સુધી સેકન્ડ કલાસનું ભાડું ખોરાકી સાથે રૂ. ૧૫૦) છે અને જો મુસાફર ખાવાનું પોતાના હિસાબે રાખે તો રૂ. ૧૨૦) લે છે. કોઇ સ્ટીમરની કેબીનોમાં ચાર બીછાનાં હોય છે અને કોઇમાં ત્રણ બીછાનાં હોય છે. નહાવું ધોવું તથા પાયખાનાની સગવડો પુરૂષ અને સ્ત્રીઓ માટે જૂદી જૂદી રાખવામાં આવી છે. નહાવા માટે ગરમ કે ઠંડું પાણી, ખારૂં કે મીઠું, પૂરતું મળે છે. થર્ડ કલાસ એટલે ડેકનું ભાડું મુંબાઇથી બસરા સુધી વગર ખોરાકીએ રૂ. ૩૦-૩૨ લે છે. સ્ટીમરની અંદર ભંડારીઓ હોય છે તે સાધારણ મજુરી લઇને, મુસાફરોને રાંધી આપે છે અને જો મુસાફરો પાસે પોતાનો સામાન ન હોય તો સાધારણ ખરચે મુસાફરોને જમણ આપે છે.

ઘણા સેકન્ડ ક્લાસ કે ડેકના મુસાફરો રાંધવાનો સામાન સાથે રાખી સ્ટીમર ઉપર કોલસાની સગડી ઉપર રાંધીને જમે છે. સ્ટીમર ઉપર સ્પીરીટના ચુલાનો ઉપયોગ કરી શકાતો નથી. સ્ટીમરના બટલરો સાથે પણ જમવાનો બંદોબસ્ત કરી શકાય છે. ગરમ પાઉ રોટી સ્ટીમરમાંજ તૈયાર થાય છે અને જ્યારે જોઇયે ત્યારે મળી શકે છે. ફરી રાઇસની પલેટો રૂ. ।। લઇને છુટથી આપે છે. તેનાથી મુસાફરો પોતાનું આનંદથી ચલાવી લે છે. જો સાથે સ્ત્રી કે છોકરાં હોય તો સેકન્ડ ક્લાસની પેસેજ વધારે સગવડ ભરેલી થઇ પડે છે.

કરાંચીથી બસરાનું સેકન્ડ ક્લાસનું ભાડું ખોરાકી સાથે રૂ. ૧૩૪) અને વગર ખોરાકીના રૂ. ૧૦૦) લે છે. થર્ડ ક્લાસનું ભાડું ખોરાકી સિવાય રૂ. ૨૨-૨૩, લે છે.

જે સ્ટીમરો કિનારાના બંદર કરતી જાય છે તે સ્ટીમર મુંબાઇથી બસરા જતાં ૧૫-૧૬ દિવસો રસ્તામાં લે છે અને કરાંચીથી ૧૦-૧૨ દિવસે બસરા પોંહચાડે છે અને સિધી સ્ટીમરો મુંબાઇથી ૬-૭ દિવસે અને કરાંચીથી ૪-૫ દિવસે બસરા પોંહચાડે છે.

મુંબાઇમાં આપણા ભાઇઓ તરફથી જવ્વારો માટે ૨-૩ મુસાફરખાનાં છે. તેમાં શેઠ "હાજી દેવજીભાઇ જમાલનું" મુસાફરખાનું સઘળી જાતના શીયા ઇસ્નાઅસરી માટે ખુલ્લું છે જ્યારે બે મુસાફરખાના ફક્ત ખોજા જવ્વારો માટેજ છે.

કરાંચીમાં શેઠ હાજી ગુલામઅલી ચાગલા તરફથી સુંદર મુસાફરખાનું બંધાવેલુ છે તેમાં એક સાથે આઠ કુટુંબોનો આસાનીથી સમાવેશ થઇ શકે છે. વળી મુસાફરખાનાની દેખરેખ રાખનાર માણસો તેની અંદરજ રાખેલ હેવાથી મુસાફરોને કોઇની પરવાનગી લેવા જવું પડતું નથી. પાણીના નળ, બતી, પાયખાનું તથા રાંધવાની ઘણીજ સુંદર સગવડો કીધેલી છે. પલંગ, ટેબલ, ખુરસી વગેરે જરૂરનું ફરનીચર પણ દરેક ઓરડામાં રાખેલું છે. મજકુર ગુલામઅલી શેઠ ઘણાજ માયાળુ સ્વભાવના અને સારા કેળવાયેલા. છે લક્ષાધિપતિ હોવા છતાં અમોને ઘણાજ માયાળુ સ્વભાવે મળ્યા હતા અને વધારે આશ્ચર્યકારક તો એ હતું કે પોતે ખાદીના પોશાકમાં હતા. થોડા સમયની વાતચીતથી જાણી શકાયું હતું કે પોતે સાહિત્યના શોખીન અને ધર્મ સંબંધી જ્ઞાનના ઉંડા અભ્યાસી હતા.

કરાંચીમાં શેઠ રામજીભાઇ પેથાની દુકાન છે. આ શેઠ દરેક જવ્વારોને ઘણુાજ ભાવથી ચાહે છે. અમા કરાંચી થઈ બસરા જવાના છીયે જેથી અમારા મુંબાઇના જુના સ્નેહી શેઠ અલીભાઇ બાણુલે અમને ઘટતી મદદ કરવા મજકુર રામજીભાઇ પેથાને લખેલું અને અમોને પણુ ભલામણુ પત્ર બનારસમાં મોકલેલો, પણુ એક તદ્દન અપરિચિત માણુસને જ્યાં સુધી ચ.લે ત્યાં સુધી તકલીફ નહિ આપવી એવી અમારી માન્યતા હોવાથી જ્યારે અમો લાહોરથી કરાંચી માટે રવાના થયા ત્યારે કરાંચીમાં શેઠ રામજીભાઇને તારથી જણુાવેલું નહિ, પણુ અમારા નજદીકના સગા શેઠ હસનઅલીભાઇ લાલજી જેઓ ઇસ્માઈલી જમાતમાં છે તેમને તારથી અમારા કરાંચી આવવાના સમાચાર આપેલા, પણુ અમારી ટ્રેન જેવી કરાંચીના સ્ટેશને આવી પહોંચી તો પ્લેટફોર્મ ઉપર મજકુર હસનઅલી લાલજી તથા શેઠ રામજી પેથાભાઇ મોટર અને ફેટીન ગાડી લઇને અમોને લેવા આવેલા જણુાયા. ઘણીજ માયાળુ મહેરબાને અમોને મોટરમાં લઇને મુસાફરખાનામાં મૂકયા, આખો દિવસ શહેરમાં ફેરવ્યા, બેઉ વખત પોતાને ત્યાં અમને જમાડયા અને સ્ટીમરમાં સેકન્ડ કલાસની ખોરાક સાથેની ટીકીટો ટેલીફોનથી સ્ટીમરના એજંટ પાસેથી મેળવી આપી. કેબીન રીઝર્વ કરાવી આપી અને બીજા દિવસે અમોને સ્ટીમરમાં ચડાવી આપ્યા, એટલુંજ નહિ પણુ પોતાની મામરા અને બસરાની દુકાનોપર અમને ભલામણુ પત્રો લખી આપ્યા. અમો બરાબર સમજી શકીએ છીએ કે ઉપર ઉપર દેખાડવાનો દાંભિક વિવેક અને અંતરની લાગણી આ બેમાં બહુ તફાવત છે. મજકુર રામજીભાઇ અંતરની લાગણીવાળા છે.

## પાસપોર્ટ.



હિંદુસ્તાનમાં મેસેપોટેમીયાની મુસાફરી કરવાને ચાહનારા મુસાફરોને પોલીસ ખાતા તરફથી પાસપોર્ટ મેળવવો પડે છે. જે લોકો જ્યારતની મતલબથી આ તરફ સફર કરે છે તેવાઓને પોલીસ તરફથી બહુ સહેલાઇથી પાસપોર્ટ મળી શકે છે. પાસપોર્ટની સગવડ કરાંચીમાંથી પણુ થઇ શકે છે. વહોરા ભાઇઓએ ફેજે હુસેની કરીને એક સંસ્થા સ્થાપેલી છે અને કોમના દરેક શ્રીમંતોએ તેને નાણાં

સંબંધી સારી સહાય આપીને આ સંસ્થાને ઘણુજ મજબૂત પાયા ઉપર કરી મૂકી છે. આ સંસ્થા તરફથી વોરા જવ્વારોને કરાંચીમાં પાસપોર્ટ મેળવવા માટે તેમજ સ્ટીમરની પેસેજ મેળવી આપવા માટે બહુ સારી મદદ કરવામાં આવે છે. તે સિવાય બસરા, નજફ શરીફ, કરબલા મોઅલ્લા વગેરે જગોએ પણ આ સંસ્થા તરફથી વહોરા જવ્વારો માટે બહુ સારી ગોઠવણો કીધેલી છે. અમો સ્ટીમર બારપેટામાં બસરા જવા રવાના થયા.

## સ્ટીમર બારપેટા.

### કરાંચીથી બસરા.



આ સ્ટીમર રજીસ્ટર ૫–કે ૬ હજાર ટનની હતી. જમવાનો બંદોબસ્ત અમે સ્ટીમરની હોટલ સાથેજ રાખેલો હતો. અમારી કેબીનમાં ૩) બીછાનાં હતાં. હવા અજવાળું અને સ્વચ્છતા માટે બ્રીટીશ ઇન્ડીયાની સ્ટીમરોની વ્યવસ્થા ખરેખર તારીફ કરવા જેવી છે, આ સ્ટીમર કિનારાનાં બંદરો ઉપર રોકાતી રોકાતી બસરા જવાની હતી એટલે ૨૪ કે ૪૮ કલાક પાણીમાં મુસાફરી કરવા બાદ તુરતજ એક બંદર નજરે પડતું હતું. આવા દરેક બંદરમાં જૂદી જૂદી જાતનો ખોરાકીનો સામાન ફ્રુટ વગેરે કિનારાના મછવાઓ વેચવા આવતા હતા. અમારી સ્ટીમર ત્રીજા દિવસે સવારના મસ્કત પહોંચી. મુંબાઇમાંથી મસ્કત માટે ચડાવેલો માલ મસ્કતમાં ખાલી કરવાનો હતો એટલે સ્ટીમર ૧૦–૨૦ કલાક અહીં રોકાવાની હતી. ઇ. સ. ૧૮૯૪–૯૫ માં મુંબાઇના મરહુમ શેરીફ અને બાહોશ વેપારી શેઠ ફાઝલભાઇ મહેરાલી ચીનાઇની મસ્કતમાં પહેડી હતી અને હું તેમની કલકતાની પહેડી ઉપર હતો તે વખતે મસ્કતનો પીશોક બીન આરફ કરીને એક આરબ વેપારી અમારો આડતીઓ હતો આ વખતે એક આરબ વેપારીને મેં તે પીશોકના સમાચાર પૂછ્યા. કુદરતી સંજોગે તે આરબ ગૃહસ્થ મરહુમ પીશોકનો નજદીકનો સગો નિકળ્યો એટલે મને આગ્રહ કરીને પોતાની હોડીમાં કિનારે લઇ ગયો. મસ્કત બે કલાક મને બતાવ્યું, ત્યાંના વેપારની હાલત મને કહી આખરે મસ્કતની ટેલીગ્રાફ ઓફીસમાંથી બનારસ

તા.૨નો સંદેશો રવાના કરીને હું સ્ટીમરપર આવ્યો અને સ્ટીમર પોતાને રસ્તે પડી. મસ્કતનાં દરિયામાં પાણી બહુ સ્વચ્છ હતું નાના નાના છોકરાઓ પૈસો કે બે આની સ્ટીમર ઉપરથી પાણીમાં ફેંકવામાં આવતાં દરીયામાં પડીને, ડુબકી મારીને લઇ લેતા હતા. આવી રીતે મુસાફરીના ૧૦ દહાડા દરિયામાં પસાર કરતાં અમો બસરા આવી પહોંચ્યા. અમારા માટે બસરા તદન અજાણ્યું શહેર હતું. ખોજા ભાઇઓના માટે અહિં કોઇ ઉતરવાનું સ્થળ નહોતું. કોઇની સાથે અંગત ઓળખાણ પીછાણ નહોતી. જેઓને નામ માત્રથી ઓળખતા હતા, તેઓને ત્યાં ખટલા સહીત ઉતરીને તેમને તકલીફ આપવા મન કબુલ થતુ નહોતું. શહેરમાં હિંદુસ્તાનની માફક શરા, મુસાફરખાનાં કે ધર્મશાળાની સગવડથી વાકેફ નહોતા. આવી સ્થીતિમાં કેમ કરવું તેની સમજણ પડતી નહોતી. સુરતના એક હિંદુ વેપારી બેહરીનમાં મોતી લેવા આવેલા, તેઓ અમારા સાથે બસરા આવતા હતા. તેઓ અગાઉ બસરા આવી ગયેલા હતા. આ ગ્રહસ્થે સલાહ આપી કે " બાળબચ્ચાંને સ્ટીમરમાંજ રહેવા દઇ તમો બસરામાં કયાં ઉતરવું તે નક્કી કરી આવો તે પછી બચ્ચાંને લઇ જાઓ " આ શિખામણ મને કાંઇક યોગ્ય લાગી. વાચનાર ! માહરી પીનાગ, સીંગાપોર, સાયામ બેંકોક વગેરેની મુસાફરીમાં કોઇ સ્થળે મને આવો વિચાર કરવો પડયો નહોતો. સ્ટીમર બસરાની જેટીમાં લંગર કરીને ઉભી રહેતાંજ બાળબચ્ચાંને ભલામણ કરી હું કિનારે ઉતર્યો પણ વળી વિચાર કીધો કે આવા અજાણ્યા સ્થળે છોકરાંને એકલા મુકી જુદાં પડવું ઉચિત નહિ. તુરતજ સરસામાન મજુરો પાસે કિનારે ઉતરાવી અમો સહુ કીનારે ઉતર્યા. કાઠીયાવાડમાં સ્ત્રીએ હમેશાં છુટો પહેરવેશ પહેરે છે. . મુંબાઇમાં પહેરણ પછેડી ઓઢી, હાથમાં શાક, લેવાની છોલટી પકડીને ખોજા સ્ત્રીએ મારકેટમાં માછલીના ટુકડાઓ ખરીદ કરતાં અવળીસવળી છુટથી ફરે છે, તેને બુરખો પહેરાવીને જે વેશ કહાડવો પડે તેની ગોઠવણ કેબીનમાંથીજ કીધેલી હતી. પણ અભ્યાસ વગર આ સ્થીતિમાં કેવી મુઝવણ પડે તે તો સૌ કરતાં મુઝવણ ભોગવનારનેજ જાણીતી છે કીનારા ઉપર એક અંગ્રેજ ઓફીસર જકાત માટે અમારો સામાન તપાસવા આવ્યો. હલાલ કરીને ઉપરનું ચામડું કાહાડી લીધેલ બકરાને જેમ કસાઇ અવળો સવળો ફેરવે છે તેમ અમારા દરે

સામાનને તળેથી ઉપર ઇન્સ્પેકટર સાહેબે ફેરવી કાહાડયો, આખર એક ૧૦ રૂા ભારની સુંઘવાની તમાકુની સીસીને પકડી અને દરેક રીતથી તપાસીને What is this ? પ્રશ્ન કીધો. સુંઘવાની તમાકુ છે એમ સમજાવ્યું એટલે તેની કિમ્મત પૂછી. Not more than four annas કરીને જવાબ આપતાં માંજરી આંખોના ડોળા કપાળે ચડાવી સાહેબ બોલ્યા I can't believe તુરતજ આઘાત તેવો પ્રત્યાઘાત કરી જવાબ આપ્યો કે I want to sell it for only three annas એટલે સાહેબ હસી પડયા અને અમને ફરી પાસ આપીને છોડયા. વાંચનાર ! આ વખતની અમારી કફોડી સ્થીતિનું શું વર્ણન કરૂં ? દીવસના લગભગ ૧૦ વાગી ગયા હતા, નાહનો દીકરો નાસ્તાની ઉઘરાણી કરતો હતો, બસરાનું આ સ્થળ લગભગ લસ્કરી માણસોથી ભરાયેલું હતું. લગભગ એક કલાક મહેનત કરી તમામ કપડાં જેમ તેમ બાકસોમાં ગોઠવ્યાં. આખરે એ વિચાર નક્કી કીધો કે એક મોટર ભાડે કરીને સીધુ રેલ્વે સ્ટેશન ઉપરજ જવું. આ વખતે એક બંગાલી ગૃહસ્થ લશ્કરી પોશાકમાં જોઇ તેની સાથે બંગાલી ભાષામાં વાત કરી અને કાંઇક મદદ કરવા કહ્યું. તેમણે સ્ટેશન સુધીની એક મોટર રૂ ૬) માં અમને ઠરાવી આપી એટલે સઘળો સામાન મોટરમાં નાંખીને અમો રેલવે સ્ટેશન તરફ રવાના થયા. સ્ટીમર જે ડોકમાં ઉભી રહે છે ત્યાં થી બસરાનું સ્ટેશન ૬ માઇલ છે. અને તે આખો રસ્તો લશ્કરી છાવણીના કેમ્પોથીજ ભરેલો છે. આખરે દીવસના ૧૧ વાગતાના સુમારે રેલ્વે સ્ટેશને આવી પહોંચ્યા. હિંદુસ્તાનમાં મોટા મોટાં રેલ્વે સ્ટેશનો જોયેલાં એટલે બ્રીટીશ સરકારના હાથમાં બસરા આવવા પછી બસરાનું રેલ્વે સ્ટેશન કેવું હશે ! આ સબંધી અનેક તર્ક વિતર્કો થયેલા. આખરે સ્ટેશન પર પહોંચતાં જોયું તો ફકત સાદડીઓનાં ઝુપડાંથીજ સ્ટેશન બનાવેલું હતું. આસપાસ ૨૦૦-૪૦૦ લશ્કરી ઝુપડીઓ અને એવીજ તરેહનાં પાયખાનાં. એક ઝુપડામાં પંજાબી મુસલમાન ચાહ વેચતો હતો અને એક બસરાઇ મુસલમાન તરબુચ વેચતો હતો. મનમાં મોટો નિસાસો મૂકયો અને પહેલી ટ્રેનમાં મુસાફરી આગળ લંબાવવા ઠરાવ કીધો બુકીંગ ઓફીસના ઝુંપડામાં એક અંગ્રેજ ઓફીસર ઉભો હતો અને મ્હોટી સોનેરી પાઘડી અને રેશમના ભપકાદાર ડગલાથી સજ થયેલા ૧૦-૧૫ વહોર

ગૃહસ્થો ભાંગી તૂટી અંગ્રેજી અને હીંદીમાં અંગ્રેજ ઓફીસર પાસે બગદાદની સેકન્ડ કલાસની ટીકીટો માંગતા હતા. અને હું મુસાફરીના શ્રમથી થાકેલી સ્થીતિમાં મેલે કપડે બુકીંગ ઓફીસની બારી પાસે ઉભો રહી, સ્ટેશન ઓફીસરનો જવાબ સાંભળતો હતો. સાહેબે કહી આપ્યું કે એ દિવસ સુધીની ફર્સ્ટ અને સેકન્ડ કલાસની તમામ બેઠકો બીજાઓને અપાઇ ગઇ છે. આ પ્રતીઉત્તર સાંભળી હું તો થંડોજ થઇ ગયો. " રાત્રી કયાં કહાડીશું " એનીજ મને મોટી ચિંતા હતી. આસ્તેથી પછવાડે ઉભાં ઉભાં પેલા અંગ્રેજ ઓફીસરને કહ્યું "Any thing for this old man Sir?" માહારા તામું જોતાંજ તે, માહરી ચિંતાનું અનુમાન કરી શકયો હોય તેમ જણાયું Do you want to go in third class? મેં તુરતજ હકારમાં જવાબ આપ્યો એટલે તે ભલા ગૃહસ્થે કાંઇક ઉમેદ આપી, પાછળથી મને કહ્યું કે:—" આ ઇંડીયા નથી પણ તોફાની મુલુક છે. થર્ડ કલાસમાં તાહારી જોડે મુસાફરી કરનારા મહા તોફાની હોય છે. પાણી પેશાબની સગવડવાળી બોગીઓ કોઇ દિવસ ટ્રેનમાં હોય છે ને કોઇ દિવસ નથી હોતી. ઇંડીયનો જાત્રા કરવા આવે છે ત્યારે સાથે ખૂબ પૈસો લાવે છે આવું તેઓનું મજબૂત માનવું હોય છે." સ્ટેશન માસ્તરના આટલા શબ્દોથી હું શીતળ થઇ ગયો. મોંપર સફેદ લાંબી દાહાડી, અંગ ઉપર કાળો ડગલો જોઇ પેલા વહોરા ગૃહસ્થ માંહેથી એક સાહેબે મને કહ્યું કે:— " કેમ ભાઇ, ફેજ માંનડી આવા? વાંચનાર, હું જે ભાષા અવતરણમાં લખું છું તે વહોરા ગૃહસ્થનીજ છે એમની કહેવાની મતલબ એ હતી કે ફ્યઝે હુસેની તરફથી મુકરર થયેલું મકાન જેને " ફેજ " તરીકે કહેતા હતા તેમાં તમો કેમ નથી આવ્યા? એટલે કે મજકુર સાહેબ મ્હને વ્હોરો સમજતા હતા. મેં પણ ભેદ ખૂલ્લો કરવા ચર્ચા આગળ ચલાવવા માટે કહ્યું કે:—" ના સાહેબ ફેજમાં તો નથી આવ્યો.

સ. એમ ટે કાંઇ ચાલે સાહેબ, મેં પન ફેજ માંહીજ આવું છું. ચાલો મારા સાઠે સાઠે બૈરો છે ને એમ જંગલમાં આપણો દારો રહેવાય? મેં. વધારે આગ્રહથી જવાબ આપ્યો કે નહિ સાહેબ હું ફેજમાં તો નહિજ આવી શકું. તેમ તેમ વહોરા ગૃહસ્થે આગ્રહ

કરવાની વધારે હિંમત કીધી "એમ ટે કાંઇ ચાલે મારા સાબ? મારા સાટે આવવુંજ પરસે. એવું કોન કારન છે કે આપ નઠી આવી શકતા ? " આખરે મેં કહ્યું કે શેઠ તમે કારણ જાણવા માંગો છો ? હું ખોજા ગ્નાતીનો છું. બોલો તમારી ફેજમાં સાંજ સુધી મને રહેવાની જગો મળી શકશે ? એટલે મુલ્લાં સાહેબ પગથી માથા સુધી ઠંડાજ થઇ ગયા. દાઢીના વાળ પસવારતાજ રહ્યા પણ કાંઇ જવાબ આપ્યો નહિ. છેવટ ફરીથી પૂછ્યું કેમ સાહેબ, કાંઇ પણ જવાબ ન આપ્યો ? એટલે વાતને તદન પલટાવીજ નાંખી. વાંચનાર, મુલ્લાં સાહેબની ગુજરાતી ભાષા જોઇ મને બહુ દયા આવી. ગુજરાતના ક. દ. ડા. એ ગુજરાતી ભાષા લુટાએલી તેનું પગેરૂં કહાડતાં, દલપત કાવ્યમાં પારસીઓને શોધી કહાડેલા પણ તેઓને ગુજરાતી ભાષાના વહોરાવાડમાં શું હાલ થાય છે તેની જરાપણ ખબર હોય તેવું લાગતું નથી. અગર જો તેઓને ખબર હોતે તો તેઓ સહેલાઇથી જાણી શકતે કે પારસીઓએ તો મહારાણી ગુજરાતીના ભાતા પોતામાથી સહેજસાજ લૂંટ ભલેકીધી હોય પણતેના અલંકાર કે શણગાર ઉપર હાથ નાખેલો જણાતો નથી પણ વહોરા ભાઇઓએ તો તો મહારાણીનાં લુગડાંલતાં પણ ચુંથી નાખી તેને હાલ બેહાલ કરી મૂકેલી જણાય છે.

બસરાના સ્ટેશન માસ્ટરે વહોરા ભાઇઓના જવા પછી મ્હને પૂછ્યું કે તું કલકતાથી આવે છે ? એટલે મેં હકારમાં જવાબ આપ્યો, કલકતા તથા મુંબાઇની નેશનલ મુવમેંન્ટના મને સમાચાર પૂછ્યા અને અલી બીરાદરોના તાજા ચાલતા કેસ સંબંધી કેટલીક હકીકત મને પૂછી તે પછી પહેલા વહોરા ગૃહસ્થ સાથે માહરે ગુજરાતીમાં શું વાતચીત થઇ તે પૂછ્યું. મેં તેને સઘળી વાતથી જાણીતો કીધો અને કહ્યું કે તું મુંબાઇ કલકતામાં રહેલો છે એટલે સમજી શકેછે. એ વહોરા ગ્નાતીના છે અને હું ખોજા ગ્નાતીનો છું. આટલા કારણથી સાંજ સુધી મને તેમની ધર્મશાળામાં ઉતારો આપવાની તેમની ઇચ્છા ન થઇ. આ સાંભળી સ્ટેશન માસ્ટર બહુ વિચારમાં પડયો. છેવટે મને ઉમેદ આપી કે Don't fear I will do something for you. છેવટ આ ભલા ગૃહસ્થને મેં અરજ કરી કે જો તું માહરાં બાળકોની સંભાળ રાખવાનું સ્વિકારે તો હું ૨-૩ કલાક

શહેરમાં જઇ કાંઇ ખાવાનું લઇ આવું. આ ભલા ગૃહસ્થને મ્હારા-પર દયા આવી. પોતાની પાસે એક બંગાળી ઓફીસર હતો તેને પાકી ભલામણ કરી એટલે ૪) રૂા. ભાડું ઠરાવી, એક ઘોડાની ગાડી લઇ, હું શહેરમાં ગયો. મુંબાઇથી મહારા સ્નેહી શેઠ અલીભાઇ બાબુલે બસરાના મોટા વેપારી શેઠ દાઉદ અલી કુા. ઉપર એક ભલામણનો પત્ર મને મોકલાવેલો તે પત્ર લઇને હું બસરાના આસાર વિભા-ગમાં જે સ્થળ રેલવે સ્ટેશનથી લગભગ ૪–૫ માઇલ હશે ત્યાં ગયો અને શેઠ દાઉદઅલીની દુકાને જઇને ભલામણનો પત્ર આપ્યો. કાઠિ-યાવાડનો એક ખોજો ભાઇ ઘણીજ ગરીબ સ્થીતિમાં દરવાજા ઉપર બેઠો હતો તેને બજારમાં સાથે લઇને કરાંચીવાળા શેઠ આર. મેહે-રાલી પેથાભાઇની દુકાને ગયો. ત્યાંનો કાગળ આપી પાછો વળતાં મજકુર કાઠિયાવાડી ભાઇ આંખમાં આંસુ લાવી પોતાનો હેવાલ કહેવા લાગ્યો. સાંજના ત્રણ વાગી ગયા હતા, ભુખ પણ કકડીને લાગી હતી, એટલે એક હોટેલમાં જમવા બેઠો અને પેલા ભાઇની વાત સાંભળી. કાઠીયાવાડના એક સારા ગૃહસ્થ એમને કરબલા શરીફની જયારત કરવા માટે સાથે તેડી લાવેલા અને સ્ટીમરની મુસાફરીમાં જમણ પકાવી આપવાનું કામ કીધેલું. બસરામાં આવીને બે રૂપીઆ એક ગંજીફરાક લેવા માટે માંગ્યા એટલે તેમને બસરામાં મૂકી દીધેલા. આ ગૃહસ્થે મારા સાથે આવવા ઇચ્છા બતાવી એટલે ત્રીજા કલા-સની ટીકીટ ને તમામ ખરચ આપવાનું કહીને તેઓને એક મદદગાર તરીકે મેં સાથે લીધો એક મોટર સ્ટેશને જતી હતી તેમાં બેસીને પાંચ વાગતાં સ્ટેશને આવ્યો તો મહારા દીકરા. દોસ્ત મોહામદે સમા-ચાર આપ્યા કે સેકન્ડ કલાસની ત્રણ ટીકીટોમાં એક કંપાર્ટમેન્ટ રીઝર્વડ કરવાનું સ્ટે. માસ્તરે કબુલ્યું છે અને એક્સ્ટ્રા ચાર્જના રૂ. ૩) માંગ્યા છે. સાથેના માણસને થર્ડ કલાસમાં બેસાડી અમો તા. ૨૧ અકટોબર ના રોજ રાતના ૯ વાગતાં મેસેપેટોમીયા રેલવેમાં બસરાથી હિલ્લા જવા માટે રવાના થયા.

## બસરાથી કરબલા શરીફ.



બસરાથી કરબલા શરીફ જવા માટે રેલવે સિવાય મુસાફરો નદિની સ્ટીમરમાં બેસીને બગદાદ જાય છે અને ત્યાંથી જમીન રસ્તે

કરબલા શરીફ જાય છે. અલબત નદિની સ્ટીમરનું ભાડું હાલના રેલ્વેના ભાડાના મુકાબલે બહુ ઓછું પડે છે. બગદાદ સુધીના દર માણુ-ણના રૂ. ૯-૧૦ પડે છે પણ સ્ટીમર રસ્તામાં નદિ કીનારાના બંદરો કરતી કરતી ૮-૯ દિવસમાં પહોંચે છે. આ સુધરેલા જમાનામાં લોકો, વખતની કિમ્મત સમજવા લાગ્યા છે એટલે સ્ટીમર રસ્તે બહુ થોડા માણસો જાય છે. રેલવે રસ્તે જનારા મુસાફરો બસરાથી બગદાદ રેલ-વેમાં જાય છે. ત્યાંથી બ્રોડગેજની રેલવેમાં સામરા જઈ આવી, પાછા કાજમીન (બગદાદ) આવી, ત્યાંથી મોટર કે ઘોડાગાડીમાં કરબલા શરીફ આવે છે. ત્યાં તેજ પ્રકારના વાહનમાં નજફ અશરફ આવી ટ્રામવેમાં કુફા જઈ આવીને પાછા નજફ આવીને મોટર કે ઘોડા ગાડીમાં હિલ્લા આવે છે અને ત્યાંથી રેલવેમાં બસરા આવે છે. હિલ્લા, બસરાથી બગદાદ જતી રેલવે ઉપર બસરાથી ૨૯૧ માઇલ અને બગદાદથી ૬૩ માઇલપરનું રેલવે સ્ટેશન છે. તેની વસ્તી એક લાખથી વધારે છે યાહુદિ તથા આરબો સારો વેપાર કરે છે ઇસ્ટર્ન બેંકની અહિ શાખા છે.

વેપાર અહિં નો ઠીક છે. શહેરમાં બ્રીટીશ ગવરમેન્ટની ટેલી-ગ્રાફ ઓફીસ અને પોસ્ટ ઓફીસ પણ છે. ઇતિહાસમાં પ્રખ્યાતિ પામેલું બાબીલન હિલ્લાની નજદીકમાં છે. દુનિયામાં આશ્ચર્યકારક ગણાતી સાત વસ્તુઓમાં બાબીલન એવી પ્રાચિન સામગ્રી માટે પોતાનો નંબર ધરાવતું હતું પણ અફસોસ છે કે છેલ્લી મ્હોટી લડા-ઇમાં એની પ્રાચિન સામગ્રીઓનો નાશ થઇ ગયેલો છે. જે જવ્વારો બસરાથી હિલ્લા ઉતરી ત્યાંથી નજફ શરીફ અને કુફામાં થઇ કર-બલા શરીફ આવી, ત્યાંથી કાજમીન થઇ સામરા જઇ આવી, પાછા કાજમીન (બગદાદ) આવીને બસરા માટે રેલવેમાં સવાર થાય છે તેઓ હિલ્લામાંજ ઉતરી જાય છે. એક રીતથી આ વિચાર વધારે પસંદ કરવા લાયક એટલા માટે છે કે જો મુસાફર સઘળી જ્યારતો કરી વળતી મુસાફરીમં હિલ્લાથી બસરા આવવા માટે સવાર થાય તો તેને હિલ્લામાંથી રેલ્વેમાં જગો મેળવવી જરા કઠણ થઇ પડે છે કારણ કે ટ્રેન બગદાદથી ચીકાર થઇને આવે છે.



## રેલ્વે.



બસરાથી બગદાદ સુધી ૩૫૪ માઇલની રેલ્વે લાઇન છે. રજપુતાના માળવા અથવા ભાવનગર સ્ટેટ જેવી મીટરગેજની આ રેલ્વે છે. ઘણું કરીને કલાકના ૧૦ માઇલની ઝડપથી દોડે છે. એનજીનો કોયલાના બદલે કેરોસીન તેલનો ઉપયોગ કરે છે. ગુડસ અને પેસીંજરો મળી ૫૦-૬૦ વેગનો ટ્રેનમાં જોડે છે. બસરાથી બગદાદ સુધી ત્રીજા વર્ગનું ભાડું રૂ ૨૨-૬-૦ છે અને સેકન્ડ કલાસના રૂ. ૪૪-૬-૦ છે. બસરાથી રાત્રીના ૯ વાગતાં રવાના થઇ ૩૬ કલાકમાં બગદાદ પહોંચાડેછે. થર્ડ કલાસના ડબાઓ ભાવનગરના જેવીજ સગવડવાળા છે પણ કોઇ કોઇ વખતે આખી ટ્રેનમાં પાયખાનાની સગવડ ન હોય તેવા (થર્ડકલાસ) ડબાઓ પણ હોય છે. મુસાફરીમાં થર્ડ કલાસમાં મુખ્ય આરબ મુસાફરો હોય છે અને ભીડ ઘણીજ વધારા પડતી હોવાથી જો આપણા સાથે બાઇ માણસો હોય તો આ પ્રદેશમાં મુસાફરી સેકન્ડ કલાસમાં કરવાની સલાહ છે.

જો થર્ડ કલાસની ૨૦ ટીકીટો એક સ્ટેશનની લઇએ તો એક ડબો થર્ડ કલાસ માટે પણ રીઝર્વ કરી આપે છે. ખોરાકીનો સામાન રસ્તામાં સાધારણ મળે છે તંદુલની જવની રોટલી શેકેલી માછલી, બાફેલાં ઇંડાં અને તાજું દહિં રસ્તાનાં સ્ટેશનોપર મળે છે. ફ્રુટમાં મીઠાં લીંબુ દાડેમ ખજુર અને ચીભડાં મળે છે. કામચલાઉ તંબુઓ નાખી રીફ્રેશમેન્ટની સગવડ રેલ્વે તરફથી થયેલી છે, અગાઉથી ગાર્ડની મારફતે ખબર આપવાથી તેઓ સાધારણ ચાર્જ લઇ જમણ આપે છે. તે સિવાય એક ભારખાનાનો ખાલી ડબો જેમાં ચા વેચવાનો કંટ્રાકટર બે આના લઇ દૂધવાળી ચા પૂરી પાડે છે. મેસોપોટામીયામાં ચામાં જે દૂધ વાપરવામાં આવે છે તે દૂધ ડબાનુંજ વપરાય છે. ગોવાલણી મારકાનો ટીન રૂ. ૧-૨-૦ થી મળે છે.

અમો બસરાથી રાતના ૯ વાગે સેકન્ડ કલાસમાં રવાના થયા. સ્ટેશન માસ્ટરે વિશેષ મહેરબાની તરીકે "સમાવા" સ્ટેશન ઉપર તાર કરી સવારના નાસ્તાની સગવડ કરી આપી. રજપુતાનામાં જેણે મુસાફરી કીધી હશે તેમને અરબસ્તાનની જમીન માટે વધારે સમજાવવું

જરૂરનું નથી. પ્લેન મેદાન, દૃષ્ટિ પહોંચે ત્યાં સુધી કોઇ ગામ કે કસ્બો દેખાતો નહોતો. જમીન તદન રેતાળ, કોઇ કોઇ સ્ટેશને પાણી માટે કલકત્તા બર્ન કંપનીની લોખંડની ટાંકીઓ ગોઠવેલી હતી. રાત-પૂરી થઇ બીજો દિવસ પુરો થયો અને બીજી રાતના જ્યારે બે વાગ્યા ત્યારે અમો હિલ્લા સ્ટેશને ઉતર્યા. ઠંડી હવા શરૂ થઇ ચૂકી હતી. ગાંસડા પોટલા સાથે ખુલ્લા મેદાનમાં શેતરંજી પાથરીને ઉતારો કીધો. પાસે એક કાવાખાનાંમાંથી વગર દૂધની ચા મંગાવીને પીધી.

અમારો ઇરાદો એવો હતો કે હિલ્લાથી મોટર ભાડે કરી નજફશરીફ જવુંને ત્યાંથી કરબલા શરીફ થઇને બગદાદ જવું. એમ કરવાથી એકના એક રસ્તે બેવાર મુસાફરી ન કરવી પડે. મોહરમના ચાલીસ માનોજ દિવસ હોવાથી હજારોની સંખ્યામાં જવ્વારો કરબલા શરીફ જતા હતા. અમો મોટરની તજવીજ કરીયે છીયે, એટલામાં એક જંગબારી ખોજા ગૃહસ્થ પોતાની મોહોરદાર અને એક નોકર સાથે કરબલા શરીફથી રૂ. ૮૦) ભાડું ઠરાવીને મોટરમાં હિલ્લા આવ્યા. આ મોટરવાળાને અમે નજફ આવવા માગણી કીધી તો ૪ પેસીંજરના રૂ. ૧૨૫) માગ્યા પણ જો અમો કરબલા શરીફ જઇએ તો બહુજ કીફાયત ભાડાથી જવા કબૂલ થયો એટલે રૂ. ૩૫) ઠરાવી અમો રાતના ૩) વાગતાં હિલ્લાથી કરબલા શરીફ આવવા મોટરમાં સવાર થયા. અંદાજ પાંચ કે સાડા પાંચ વાગતાં અમારી મોટર એક નહેરના કીનારે આવી પહોંચી ત્યાં પાણી પેશાબની કુદરતી હાજતથી ફરાગત મેળવી ચા પીવા પછી રવાના થયા. વાંચનાર, આ રસ્તામાં

મુસાફરોની આવજા બહુ મોટા પ્રમાણમાં હતી. સેંકડો માણસો કરબલા શરીફ તરફ જતાં હતાં અને તેવાજ પ્રમાણમાં લોકો પાછાં ફરતાં હતાં. આશરે ૬॥ વાગતાં રોજા મુબારકનાં દરશન થયાં. મનુષ્યમાં એક કુદરતી ખાસીયત હોય છે કે જે સ્થળે પોતે પહેલ વહેલો જતો હોય ત્યાં પહોંચવા પહેલાં તેની અનેક તરેહની કલ્પનાઓ કરે છે. ત્યાં જવા પહેલાં ત્યાંનું વર્ણન કોઇ જગોએ વાંચેલુ હોય તો તે પોતાની કલ્પનાનું ચિત્ર દોરતી વખતે પોતાના વાંચનના અનુભવની પીંછીનો નો તેમાં ઉપયોગ કરે છે. મેં તો પહેલાં કોઇ પણ પુસ્તકમાં આ સબંધી વાચ્યું નહોતું. અલબત જ્યારે આ રસ્તે નિકળવાનો વિચાર થયો ત્યારે આ રસ્તાનો નકશો કે આ સ્થળની

ભૂગોળ રચના કે કાંઇક વિશેષ હકીકતથી વાકેફ થવા માટે કલક-તામાં સરવે ઓફીસમાં આંટા ખાધા. ન્યુમેન અને થાકરસ્પીક જેવા બુકસેલરો પાસે તજવીજ કીધી પણ કાંઇ પતો લાગેલો નહિ. રોજા મુબારકનાં દરશન થતાં વાંતજ કલ્પનાના સ્વરૂપમાં વિજળી વેગથી પરિવર્તન થવા લાગ્યું. આગ્રાના તાજ મહેલના મિનારાઓ સાથે આ રોજા મુબારકના મિનારાઓનો મુકાબલો થવા લાગ્યો એટલામાં તો અમારી મોટર કરબલા શરીફમાં આવી પહોંચી. ૫૮ વરસની ઉમરમાં બહુ મુસાફરી કીધેલી. પીનાંગ સીંગાપુર સીલોન વગેરે સ્થળ જોતાં વાંતજ મનની સ્થીતિ કાંઇક જુદાજ પ્રકારની હતી. વૃદ્ધાવસ્થામાં મનનું વલણ કોઇ જૂદીજ ગતિ પકડે છે. પાકવાની હાલને આવી પહોંચેલું કોઠીબું ગમે તેવું કડવું હોવા છતાં કાંઇક મિઠાશ જરૂર પકડે છે. આવા સ્વભાવનાં પરિવર્તનના સ્વાભાવિક કારણો અનુ-ભવમાં ઘણીએ વાર આવી ગયેલાં હતાં પણ પ્રેમનું ખરૂં સ્વરૂપ કેવું હોવું જોઇએ, હૃદયની ભાવના સમય ઉપર કેવી રીતે અસલ સ્વરૂપમાં જોઇ શકાય છે તે હું આ વખતે સમજ્યો.

મહોરમના ચાલીશમાની સવારમાં સાત વાગતાં અમારી મોટર કરબલા શરીફમાં પહોંચી શહેરનાં પેસતાંજ માણસની એટલી મેદની મળેલી હતી કે તેમાં થઇને ઠેકાણે પડવાનો રસ્તો મેળવવો બહુ મુશ્કેલનું કામ થઇ પડયું હતું. સારા નસીબે મોટરવાળો યાહુદી હોવાથી ભાંગી તૂટી અંગ્રજી ભાષા બોલતો હતો. અમને ઊતરી જવાનો જાહાં-ગીરી હુકમ મોટરવાળાએ ફરમાવ્યો. લગભગ બે લાખ કરતાં વધારે માણસો એકઠાં થયેલાં હતાં, એમાં અમારે ઉતરવાની જગો કેવી રીતથી મેળવવી ? આ પ્રશ્ન ગંભિર થઇ પડેલ હતો. જરા આવેશમાં આવી મોટરવાળાને કહ્યું કે:—"અમો આ જગોએ કદિ ઉતરીશું નહિ. અમોને રોજા મુબારક પાસે લઇજા". વળી અમોએ કહ્યું કે "તને ભાડાના રૂપીઆ આપવાના છે, તે પણ મુતવલ્લી પાસેથી લેવાના છે". આખરે બહુ મુશ્કેલીથી મોટરવાળો અમોને રોજા મુબારકની બજારના મુખ ઉપર લઇ ગયો. કાશીમાં જાત્રાએ આવનાર હિંદુઓની કાશીના પંડયાઓ બહુ આગ્રહથી વાટ જુએ છે તેમ મુતવલ્લીઓ પણ જવ્વા-રોની રાહ જુએ છે. તેમાં પણ બાળબચ્ચાંવાળો અને મોટરનો મુસા-ફર આવે તેને આ લોકો વધારે ચિકાશવાળા સમજે છે અને તેવાઓનો

ભાવ વહેલો પૂછાય છે. "શામળ કહે સ્વર્ગે સંચરે જોર હોય જો જરતણું" અમારી મોટર બજારના નાકા ઉપર ઉભી રહેતાંજ એક મુતવલ્લી સાહેબે અવાજ કીધો.—"આંય ખોજા બયો?" પોતે અરબ હોવા છતાં કચ્છી બાષામાં પ્રશ્ન સાંભળી હું વધારે તાજુબ ન થયો કારણ કે હજરત મુંબાઇ, કરાચી અને કલકત્તામાં બહુ વાર આવી ગયા હોય એવુ મને અનુમાન થયું. તેમના પ્રશ્નના જવાબમાં મેં ગુજરાતીમાંજ કહ્યું "હા સાહેબ અમો ખોજા છીએ". કયાંથી આવો છો? તેના જવાબમાં કહ્યું કે અમો બનારસથી આવીએ છીયે. જો કે અમારૂં વતન ભાવનગરમાં છે. એટલે એવણુ સાહેબે હિદાયત ફંડના અગ્રેસર જનાબ હાજી ગુલામઅલી હાજી ઇસ્માઇલને યાદ કીધા. હિદાયત ફંડના વરસાદના ઝાપટામાં આ સાહેબનાં કપડાં વધારે ભીજાયાં હોય એવું અમને લાગ્યું મુતવલ્લી સાહેબે પોતાના માણસ પાસે અમારો અસબાબ ઉપડાવી લીધો અને અમને મુંબાઇવાળા શેઠ કાસમ નાનજીના મુસાફરખાનામાં ઘણા ભાવપૂર્વક ઉતારો આપ્યો.

## કરબલા શરીફ.



આશરે લાખ માણસની વસ્તીવાળું શહેર છે. નજફ શરીફથી ૪૦–૪૫ માઇલ અને હિલ્લાથી પણ ૪૫ માઇલ, તથા બગદાદથી ૪૦ માઇલ દૂર છે. સઘળા રસ્તા ઉપર મુસાફરી કરવાનાં સાધનમાં મોટરો, બબે કે ત્રણ ત્રણ અથવા ચાર ઘોડા જોડેલી ઘોડાગાડીયો જેનાં ૧૨–૧૪ બેસાડુ બેસાડેછે. આવી ગાડીઓને અરબાના કહે છે. મોટર કલાકના ૧૦ માઇલથી દોડે છે. ઘોડાગાડીઓ ૪–૫ માઇલ મુશ્કેલીથી કલાકમાં જાય છે. શહેરના રસ્તા પહોળાછે. મ્યુનીસીપાલીટીનો બંદોબસ્ત સારો છે. બ્રીટીશ ગવર્નમેન્ટની પોસ્ટ અને ટેલીગ્રાફ ઓફીસ છે. ખોજાઓના માટે બે મુસાફરખાનાં છે. એક મુંબઇવાળા મરહુમ શેઠ કાસમભાઇ નાનજી તરફથી બંધાવેલું છે. બીજું જંગબારવાળા શેઠ નાસરભાઇ નુરમહમદે બંધાવેલું છે. આ ગૃહસ્થ તરફથી જંગબારમાં ચેરીટેબલ હોસ્પીટલ પણ બંધાવેલી છે

ખોજા બાઇઓ જેવા કરબલા શરીફમાં દાખલ થાય કે તુરત મુતવલ્લી સાહેબ તેમને મુસાફરખાનામાં ઉતારો આપે છે. જવ્વારોની સંખ્યા વધી ગઇ હોય તો ભાડાનાં મકાનો રાખીને પણ જવ્વા-

રોની સગવડ આગવે છે. પહેલા ટંકે મુતવલ્લી સાહેબ જમાડે છે. તે પછી જવ્વારોને જમવાની સગવડ પોતાની જાતે કરી લેવી પડે છે. જો હાથથી રાંધવું હોય તો અહિં હિંદુસ્તાનની દરેક ચીજ મળી શકે છે અને હોટલમાંથી મંગાવવું હોય તો તે સગવડ પણ અહિં બહુ સારી છે. હોટલવાળા ચાવલ, શાક, રોટલી વગેરે સાધારણ ખર્ચથી જમાડે છે. માણસને બે આના આપવાથી આપણા ફરમાન પ્રમાણે જમણ આપણે ઊતારે પહોંચાડે છે.

સ્ત્રી અને પુરૂષો બેઉના માટે અહિં હમામ એટલે નહાવાનાં મકાનો છે તેમાં નાહવાની જગોએ વરાળથી હવા ગરમ રહે તેવી સગવડ કીધેલી છે.

## જયારત મુબારક.



ચેહલુમની રાત સુધીમાં કરબલા મનુષ્યોથી ઉભરાઇ નિકળ્યું હતું. ચેહલુમની રાત્રીનો કરબલાનો દેખાવ વર્ણવી શકાય તેવો નથી. પણ એટલું તો જરૂર કહી શકાય કે આ મહાન બુજર્ગવારે દુનિયાંનાં અસંખ્ય માણસોના અંતઃકરણની અંદર મહોબત ભરેલી લાગણીની જે ઉંડી છાપ બેસાડેલી છે તેનું અનુમાન બાંધવાની અહિં કંઇક તક મળી શકે છે. એશીયાના જુદા જુદા વિભાગોમાંથી તેમજ આફ્રિકામાંથી આ મહાન જયારતનો લાભ લેવા માટે લાખો મનુષ્યો પોતાના કુટુંબ કબિલા સાથે ચેહલમની રાત સુધીમાં કરબલા આવી પહોંચ્યા હતા. આ સમયે આ મુબારક તક ઉપર બે લાખથી વધારે જવ્વારો એકઠા થયા હતા. ચારે તરફના રસ્તા મનુષ્યોથી ઉભરાઇ નિકળ્યા હતા. દુનિયાંના કોઇ પણ ધર્મનાં પવિત્ર સ્થળમાં એકજ વખતે એક સાથે આટલી સંખ્યામાં લોક એકઠું થયેલું હોય એવું પવિત્ર સ્થળ કરબલા શરિફ સિવાય બીજું નહિ હોય. છેલ્લા હજના વખતે પણ ૧ લાખ માણસો એકઠાં થયાં હતાં એવું વર્તમાન પત્રોથી જાણી શકાયું હતું. કરબલા શરીફ આશરે ૧૦ માઇલ દૂર રહે એટલે શહીદે કરબલા આકા હુસેન અ. સ. અને જનાબે અબ્બાસ અ. સ. ના રોજા મુબારકના મિનારાઓ નજરે પડે છે. રોજા મુબારકમાં જયારત માટે આવતા હજારોની સંખ્યામાં લોકો રોજા મુબારકમાં ચૂમી માટે ઉભરાઇ નિકળે છે. મનુષ્યોના મનની કરૂણાજનક

લાગણી, તથા અંતઃકરણની પવિત્ર ભાવના એ શું છે? તેનો ખરો ખ્યાલ આ રોઝામાંજ કરી શકાય છે. તેમાં પણ કતલેગાહ એટલે મઉલાના હુસેન અ. સ. ને દુષ્ટ સીમરે જે જગોએ શહીદ કીધા હતા તે સ્થળ ઉપર જવ્વાર જ્યારે જ્યારત કરવા જાય છે, તે સમયની જવ્વારની માનસિક સ્થીતિનું ચિત્ર આંકી શકવું મુશ્કેલ છે. મનુષ્યોના અંતઃકરણના ભાવો, આંતરિક વિચારો, લાંબો સમય જતાં અમુક જાતનું સ્વરૂપ ધારણ કરે છે આવી પવિત્ર ભાવનાઓનો જે પવિત્ર સ્થળમાં સેંકડો વર્ષ થયા જમાવ થયાં કરે છે; એવા સ્થળની મહત્તા કેવી હોવી જોઇએ? તે સહેજે વિચારી શકાય તેવું છે. જનાબે હજરત અબ્બાસના રોઝા મુબારકમાં જવ્વારો જ્યારત કરી ફારગ થાય તે પછી કરબલાથી ૪ માઇલ દૂર જનાબે હુરના રોઝાપર જ્યારત કરવા જાય છે આ રોઝાની ભવ્યતા પણ વખાણવા યોગ્ય છે. અહિંથી પાછા ફરી જવ્વારો કરબલામાં ખૈમેગાહની જ્યારત કરે છે. જે મુસાફર હિલ્લા સ્ટેશને ઉતરી નજફ શરીફ ન જતાં પરભાર્યો કરબલા આવેલ હોય તે અહિંથી નજફ થઇ આવે છે. કરબલામાં બહુ જવ્વારો મહિનો મહિનો દિવસ આવીને રહે છે. વહોરા ભાઇઓ માટે શેઠજી હુસેની તરફથી સારૂં મુસાફરખાનું બાંધેલું છે. શહેરમાં ભાડાની મોટર, ઘોડાગાડીઓ, ઉંટ, ઘોડા અને ગધેડાઓ પુષ્કળ મળે છે. ચાહ પીવાનાં કાવાખાનાં, જમવાની હોટેલો પણ ઘણી છે. એ સિવાય શાકભાજી, બકાલું, ચાવલ, દરેક જાતની દાળ, લસણ, પ્યાજ, જીરૂં, હીંગ જે જોઇએ તે પુષ્કળ મળે છે. તલનું તેલ, તાજી ચરબી, માખણ, ઘી, દૂધ, દહિં સારૂં અને ઠીક ભાવે મળે છે. વિલાયતી કાપડની મોટી મોટી દુકાનો હજરત અબ્બાસની બજારના નામે ઓળખાતી બજારમાં છે. તાંબા પીત્તળનાં વાસણ બનાવનારાઓ, મુંબાઇના જેવાં વાસણો બનાવીને વેચે છે. સુતર કાંતવાનો રેંટીઓ પણ મેં અહિં જોયો હતો. રોઝા મુબારકમાં અંદાજ પાંચસો ફીટ લાંબીને તેટલીજ પહોળી જગો રોકેલી છે. ચાર જગોએ મોટા ભવ્ય દરવાજાઓ મૂકેલા શહેરની બે બાજુએ પાણીની બે નહેરો નીકળેલી છે. જમીન કાંકરીવાળી અને ખેતીના કામને માટે નિરૂપયોગી જેવી છે. સફેદ ઇંટોથી બાંધેલાં ઘરો જેની ઉંચાઇ એક માળથી વધારે નહિ તેવાં ઘરો ઘણાં થોડાં બાકી તો સાધારણ છાપરાં જેવાં ઘરો છે.

# નજફ અશરફ અને નવું તથા જૂનું કૂફા.

આ શહેર કરબલા શરીફથી આશરે ૩૫–૪૦ માઇલ અને હિલ્લાથી પણ ૪૦ માઇલ દૂર છે. કરબલા શરીફ અને નજફની વચ્ચે મોટર અને ઘોડાગાડીઓ દોડે છે. મોટર ફી પેસીંજરના ૫૦–૬૦ રૂ. લે છે જ્યારે ૧૨ મુસાફર બેસાડે તેવી ૩ કે ૪ ઘોડાની ઘોડાગાડીમાં પેસીજરના ૨) રૂ. લે છે. અહિં પણ મુસાફરોના માટે મુતવલ્લીઓ રાહ જોઇ રહ્યા હોય છે. નજફ ટેકરી જેવા સ્થળ ઉપર વસેલું છે. અહિં બ્રીટીશ ગવર્નમેન્ટની તાર ઓફીસ અને ટપાલ ઓફીસ છે. શહેરનો વેપાર સારો છે. અહિ ઇસ્લામના મહાન પેગંબર જનાબ રસુલે ખુદાના જમાઇ અને ચોથા ખલિફા હજરત અલી અ. સ. નો બહુ દમામદાર રોજો છે. આ રોજા મુબારકનો દેખાવ અને ભવ્યતા કરબલા શરીફના રોજા મુબારક કરતાં વધારે છે. રોજા મુબારકના ઉપરના વિભાગમાં બહુ જગોએ સોનું વાપરેલું છે રોજાનો વિસ્તાર પણ ઘણો છે. રોજા મુબારકની અંદરનાજ વિભાગનું અનુમાન જોતાં આશરે ૪૫૦ ફીટજ જગો લંબાઇમાં અને તેટલીજ પહોળાઇમાં રોકેલી છે. દશ માઇલ દૂરથી રોજા મુબારકના મિનારાઓ દૃષ્ટિએ પડે છે. નજફના મુતવલ્લી પોતે શમસા કુટુંબના છે. તેનું નામ શેખ યુસુફ બીન હસન છે. પોતે શ્રીમંત છે. બહુ કરીને મુસાફરોને પોતાનાજ ઘરમાં ઉતારો આપે છે. તેમનાં પોતાનાં નજફમાં ઘણાં ઘરો છે. આ ઘરોમાં જવ્વારો સ્વતંત્રતાથી રહી શકે છે. તેમાં પાણી પાયખાનાની પૂરતી સગવડ હોય છે. મુતવલ્લી અહિ પણ જવ્વારોને એક વખત જમવાનુ આપે છે તે પછી મુસાફરો પોતાની સગવડ કરી લે છે. જમવાની સગવડ અહિ પણ બહુ સારી છે. હોટેલોમાં જમવાનું બહુ સારૂં મળે છે. મુતવલ્લી સાહેબ પ્રથમ જ્યારત પડાવી પછી "તમારે કાંઇ મિજાત છે કે ?" આવો પ્રશ્ન કરી તમારા ગજવાના વજનની પરીક્ષા કરે છે, "આટલી ઉમ્મરે મૌલા અલીના રોજા મુબારકની જ્યારત શું ખાલી હાથથી કરશો ?" આવો પ્રશ્ન કરી ભોળા જવ્વારોને વિચારમાં ઉતારી મૂકે છે અને ગજવામાં હાથ ઘાલી જે કાંઇ જનાબના રોજા મુબારકની ચાંદીની જાળીમાં મૂકો તે તુરતજ મુતવલ્લી સાહેબ પોતાના ગજવા ભેગું કરી, માહરા તહારાનો મિથ્યાભેદ પ્રત્યક્ષ રીતથી શીખવે છે.

નજફ શરીફમાંથી જવ્વારો કુફા આવે છે. કુફા નજફથી આશરે ૪–૫ માઇલ છે. તે રસ્તે ઘોડાની ટ્રામવે ચાલે છે. દરપેસીંજરનું ભાડું રૂ ૦–૭–૦ લે છે. કુફામાં જનાબ મૌલાના અલી અ. સ. ને જખમ લાગેલો તે સમજીદનો મિનારો, જનાબને કફન ગુસલ આપેલું તે જગો, જનાબને રહેવાનું મકાન, જનાબ મુસ્લીમનો રોજો, તેઓશ્રીને મદદ કરનાર જનાબ હાનીનો રોજો આ સઘળી જયારતો કરી જવ્વાર પાછા નજફ આવવા નિકળે છે. નજફના રોજા મુબારકની એક બાજુએ કંપાઉન્ડ મૂકીને એક લાઇન ઉપર નામદાર આગાખાનના વડીલોની ત્રણુ કબરો આરસથી બાંધેલી છે. ફરતી પીતળની રેલીંગ બાંધેલી છે અને મુકરર કીધેલા આલીમો પાક કલામે શરીફનો પાઠ કરે છે. મી. વરતેજી જેવા પોતાના માની લીધેલા ઇસ્માઇલીને ગમે તેવી ચતુરાઇથી ઇસ્લામથી જૂદા બતાવવાનો પ્રયત્ન કરે પણ નામદાર આગાખાનનું કુટુંબ પોતાને શિયા ઇસ્નેઅશરી તરીકે કેવું આગેવાની ભરેલું ગણુવે છે તેના પૂરાવા માટે ઉપરનો ઇસારો કીધો છે. નજફ અશરફમાં બહુ દૂર દૂરના જવ્વારો જયારત માટે આવે છે. ફકત ઇરાનના મુસાફરો માટેજ નજફમાં ૨૫–૩૦ મુસાફરખાનાં છે. વહોરાભાઇઓ માટે અહિ પણ રૈજે હુસેની તરફથી વિશાળ મકાન રાખવામાં આવેલું છે.

## કાજમીંન બગદાદ.



બગદાદના એક વિભાગ તરીકે કાજમીન બગદાદથી પાંચ માઇલ દૂર છે. અહિ સાતમા અને નવમા ઇમામોની જયારત છે. કરબલા શરીફથી કાજમીન ૬૦ માઇલ છે. મોટરનું ભાડું એક જણના ૧૫–૨૦ રૂા. બેસે છે. મુતવલ્લી પોતાનાંજ મકાનમાં જવ્વારોને ઉતારો આપે છે. કાજમીનથી બગદાદ સુધી ટ્રામવે ચાલે છે તેનું ભાડું ચાર આના લે છે.

કાજમીનનો મુતવલ્લી પણ સરળ સ્વભાવનો માણુસ છે કાજમીન બગદાદનાજ એક વિભાગ તરીકે ગણાય છે બહુ માણુસો કાજમીનમાં મકાન રાખીને રહે છે અને ધંધો રોજગાર બગદાદમાં કરે છે.

## બગદાદ.



તૈગ્રીસ નદીના કિનારા પર ઘણુંજ પ્રાચિન શહેર છે. હાલ થોડો સમય થયાં શેખ ફસલ મેસોપોટેમીયાનો રાજા બનાવવામાં આવ્યો છે શેખ ફૈસલ એક પાતળા બાંધાનો સાધારણ લંબાઇનો સરળ પ્રકૃતિનો માણસ છે ઉમ્મર આશે ૩૫ વરસની છે. ઇંગ્લાંડમાં કેળવાયેલો છે. જો કે મુસાફરોની દૃષ્ટિએ સઘળી જગોએ બ્રિટિશનીજ સત્તા જામેલી જણાય છે. મ્હોટા પાયાપર સરકારી તાર ઓફીસ, પોસ્ટ ઓફીસ, મેસોપોટેમીયન રેલવેની ઓફીસો વગેરે છે. બગદાદ શહેર મુખ્ય બે વિભાગમાં વહેંચાઇ ગયું છે. વચમાં નદી આવે છે. આ નદિ ઉપર કલકત્તાની હુગલી નદિ પ્રમાણે હોડી ઉપર પુલ બાંધેલો છે. શહેરના રસ્તા ઘણા પહોળા અનેજગોએ જગોએ મોટરોની જબરી દોડા દોડી છે. રસ્તાના કિનારા ઉપર સુંદર હોટેલો તથા કાવાખાનાં નજરે પડે છે. જગોએ જગોએ મ્હોટાં મ્હોટાં કબરસ્તાનો અને પુરાતનીક રોજાઓ છે. અહિંથી મિટર ગેજની રેલવે બસરા જાય છે અને સ્ટેન્ડર્ડ ગેજની રેલવે સામારા થઇ સરગટ સુધી જાય છે, જ્યાંથી પ્રખ્યાત મોજુલ શહેર ફક્ત ૩૦-૪૦ માઇલ દૂર રહે છે. અહિથી નદિમાં એક સ્ટીમર બસરા સુધી જાય છે. દિવસમાં ચાર પાંચ વખત હવાઇ વિમાનો ઉડાડી, બ્રિટિશ સત્તા આરબોને પોતાની પ્રબળતાનું ભાન કરાવે છે. બગદાદનાં અમુક બજારોનું દૃશ્ય કલકત્તાની કેનિંગ સ્ટ્રીટ જેવું છે. યુરોપની પ્રજા જે શહેરોમાં પોતાનો પગ પેસારો કરે છે તે શહેરોને યુરોપીય સ્થીતિમાં લાવી મૂકવાની કોશીશ કરે છે. બગદાદ એ સ્થીતિ વહેલી અખ્તીયાર કરશે એમ સંભવ છે. મોટર અને ઘોડાગાડીનાં ભાડાં ઘણા સખત છે શરાબની મોટી મોટી દુકાનો શહેરને નવા રંગ રાગમાં ઉતારે છે. એક સ્થાનિક દૈનિક વર્તમાન પત્ર અહિ અંગ્રેજી તેમજ એરેબીક ભાષામાં નિકળે છે. જનાબ અબ્દુલકાદર જીલાનીનો રોજો પણ અહિ છે. હજારો લોકો એમની જ્યારત કરવા જાય છે. એઓ જનાબનું જીવન ચરિત્ર પણ ઘણુંજ રસિક અને જાણવા યોગ્ય છે.

# સામરા.



બગદાદના ઓાડગેજના સ્ટેશનથી સામરા આશરે ૫૦ માઇલ દૂર છે. બગદાદથી સામરા જનારી રેલવેનું પહેલું સ્ટેશન કાજમીન છે. જે જવ્વારો સામરા જવા ચાહે છે તેઓ કાજમીન સ્ટેશનથી સવાર થાય છે. કારણ કે કાજમીનમાં આવેલા રોજા મુબારકની પાસેના મુતવલ્લીના મકાનમાંજ જવ્વારો ઉતરે છે. ત્યાંથી કાજમીનનું રેલવે સ્ટેશન અંદાજ એક માઇલજ દૂર છે. આ નજદીકના સ્ટેશનથી મુસાફરોને સવાર થવું બહુ સુગમ પડે, કારણ કે જો મુસાફર બગદાદના જંકશનથી સામરા માટે સવાર થાય તો તેને કાજમીન સ્ટેશને થઇને સામરા જવા આગળ વધવું પડે છે. આવું છતાં પણ અમારી સલાહ છે કે જવ્વારોએ બગદાદ જંકશનથી સવાર થવું. અલબત બગદાદ જંકશન જવા માટે ઘોડાગાડીનું ભાડું ૩–૪ રૂ. લાગે છે કારણ કે સ્ટેશન ૫–૬ માઇલ દૂર છે અને કાજમીન સ્ટેશનનું ઘોડાગાડી ભાડું રૂ. ॥ લાગે અથવા પગથી ચાલીને પણ જવાય પણ મોટી મુશ્કેલી એ છે કે કાજમીનના રેલવે સ્ટેશને પ્લેટફોર્મ બાંધેલું નથી અને ઓાડગેજની રેલવેનાં વેગનોની ઉંચાઇ વધારે એટલે સ્ત્રી મુસાફરોને ટ્રેનપર ચડવું ઘણુંજ અઘરૂં પડે છે. તેમાં ટ્રેન બગદાદથી ચિકાર થઇને આવે છે. રાત્રીના નવ વાગવાનો સમય હોય છે. બતીની મુદ્દલ સગવડ હોતી નથી. થર્ડ કલાસના ડબાઓ ફક્ત ભારખાનાના ડબામાં લાકડાના બાંકડા નાંખેલા હોય છે અને આરબ મુસાફરોથી ભરેલી ચિકાર ટ્રેન કાજમીન સ્ટેશને ફક્ત ૧૦ મીનીટ માટે ઉભી રહે છે. તેમાં સ્ત્રી મુસાફરોને ખભાપર ચડાવીને સવાર કરવાં પડે છે તે પણ ઘણીજ નિર્લજ હાલતમાં અરબ અને બદુ મુસાફરોના ખોળામાં બેસવાનો વખત આવે છે. પૈસાનો બચાવ આવી સ્થીતિ સહન કરીને કરવો એ તદ્દન નાપસંદ કરવા યોગ્ય છે. ફર્સ્ટ કે સેકન્ડ કલાસની ટીકીટો આ સ્ટેશને મળતીજ નથી. આટલા માટે બગદાદ જંકશનથીજ સવાર થવું સલાહ ભરેલું છે. ૬ સીટ સેકન્ડ અને ૬ ફર્સ્ટ એમ બાર સીટની એક કેરેજ ટ્રેનમાં રાખવામાં આવે છે. તેમાં ફક્ત ઓફીસરોનોજ સમાવેશ થાય છે. એક દહાડો અગાઉથી બગદાદ સ્ટેશને જઇને, સામરા સુધીની સેકન્ડ કલાસની ટીકીટો મેળવેલી હો

વાથી અમોને મુસીબત ભોગવવી પડી નહોતી. બગદાદ ખોડગેજના સ્ટેશનનો સ્ટેશન માસ્તર અંગ્રેજ હતો. અને એ. આર. રેલવેમાં પ્રથમ હતો. સ્વભાવનો ઘણોજ સારો હોવાથી અમારા માટે ખાસ મહેરબાની કીધી હતી. અમારી ટ્રેન રાતના એક વાગતાં સામરા સ્ટેશને પહોંચી. સામરા સ્ટેશનથી સામરા શહેર આશરે ચાર પાંચ માઇલ દૂર થાય છે. મુતવલ્લી સાહેબ પોતે તે વખતે સ્ટેશન ઉપર હાજર હતા. એક ઘણીજ અગત્યની ભલામણ મુસાફરોને કરવી પડે છે કે જ્યારે બગદાદથી સામરાની મુસાફરી કરવી ત્યારે એક લાલટીનની બતી જરૂર સાથે રાખવી. અમો સ્ટેશને ઉતર્યા કે તુરત અમારી ટીકીટો લેનાર એક બંગાલી માસ્ટર મલ્યો તેને બંગાલી ભાષામાં નમસ્કાર કરતાંજ બિચારો બહુ ખુશી થયો. તેજ દિવસે સાંજે અમારે પાછું ફરવાનું હતું એટલે અમોને બેસવાની ઘટતી સગવડ કરી આપે એવી ભલામણ કરી અમો મુતવલ્લી સાહેબ સાથે આગળ વધ્યા. મુતવલ્લી પોતાના સગાની એક ૩ ઘોડાની ઘોડાગાડી લાવ્યા હતા. આવી ગાડીઓને કમાન હોતી નથી અને દરેક ગાડીમાં ૧૨) મુસાફરો લે છે. અમો ૪ જણ સવાર થયા. ૮ માણસો બીજા સવાર થયાં. આશરે ૬) માઇલ જતાં એક નદિ આવી. રાત્રીના લગભગ ૩ વાગ્યા હતા. ઠંડી પડતી હતી, ગાડીમાંથી ઉતરીને નદિના કિનારા ઉપર ચા પીધી. આ નદી સાંકડી પણ ઉંડી ઘણી છે. સામસામે કીનારે લાકડાંનાં પ્લેટફોર્મો બાંધી એક હોડી પુલની માફક સામસામા કીનારાની સાંકળો ખેંચી આવજા કરે છે. આવી રીતથી નદિ પાર કરતાં જરા વખત લાગે છે. આઠ આનાથી એક હોડી મુતવલ્લી સાહેબે ઠરાવી આપવાથી અમો હોડીમાં સવાર થઇ સામે કિનારે ગયા. ત્યાંથી પગથી ચાલીને રાતના એક વાગતાં મુતવલ્લી સાહેબના ઘરમાં ઉતારો લીધો. મોટામાં મોટા મચ્છરો અમે આ જગોએ જોયા. રાત પસાર કીધી. સવારના રોજા મુબારકમાં જયારત કીધી. રોજાનું મકાન બહુ વિશાળ છે. સવારના આશરે ૧૦ વાગતાં એક અંગ્રેજ મુસાફરને મોટર સાથે જોયો મુલાકાત કરતાં તે ઘણોજ માયાળુ જણાયો. મુંબાઇના લોકો જોઇ તેણે કહ્યું કે "મ્હારાથી રોજામાં જઇ શકાય છે ?" અમે જવાબ આપ્યો કેઃ—" હું નથી ધારતો કે એમ બને" એટલે એક કેમેરા કાહાડી રોજા મુબારકનો ફોટો લીધો અને મને પોતાને એક જાત્રાળુ તરીકે રસ્તામાં ઉભેલો પોતાના લીધેલા ફોટામાં

બતાવ્યો. આખરે કહ્યું કે " આમાંથી એક કોપી તમોને અપીશ " મેં કહ્યું કે મહેરબાની કરી તમારૂં બગદાદનું એડ્રેસ આપશો ? એટલે પોતે હસીને કહ્યું કે હું અમેરીકન કોનસલ છું *

મુતવલ્લી સાહેબે ઘણી સારી રીતે અમોને જમાડયા. આશરે ૧૨ વાગતાં અમો રેલવે સ્ટેશને આવવા માટે રવાના થયા.

સામરાનાં હવાપાણી ઘણાં સારાં છે. ટેકરી જેવા ઉંચાણની જગો પર આ નાહાનકડો કસ્બો ઘણો સુંદર દેખાવ આપે છે. નદિનું પાણી ઘણું નિર્મળ અને મીઠું છે. ગામની વસ્તી આશરે ૬-૭ હજાર માણસની છે. આરબ લોકો બ્રિટીશ ગવરમેન્ટના પોલીસ તરીકે ઘણા માણસો દેખાતા હતા જરમન સાથની મોટી લડાઇ વખતે અહીં બ્રીટીશ ગવરમેન્ટના લશ્કરે લાંબી મુદત છાવણી કીધી હોય તેવું ધારી શકાય છે. નદિના કિનારાપર વાયરલેસ ટેલીગ્રાફની સગવડ કીધેલી છે. અમો નદિ પાસ કરીને સાંજના ૬ વાગતાં રેલ્વે સ્ટેશને આવ્યા. થર્ડ કલાસના એક બારખાનાના ડબામાં અમોને જગો મળી. તૈયાર થયેલી ટ્રેન રાત્રીના મુસાફરી કરી શકતી નથી એટલે આખી રાત અમારે સ્ટેશનમાંજ પસાર કરવી પડી. સવારમાં સાત વાગતાં રવાના થઇ સાંજના ત્રણ વાગતાં અમો કાજમીન સ્ટેશને ઉતરી રોજા મુબારકમાં આવ્યા. જયારત કરી બગદાદના જંકશન સ્ટેશનપર આવવા મોટર ભાડે કીધી અને સ્ટેશને આવ્યા.

બગદાદનું મીટરગેજનું સ્ટેશન બ્રોડ ગેજથી જુદું છે. એક દહાડો પહેલાં આવીને બગદાદથી બસરા સુધીની ૪) ટીકીટો સેકન્ડ કલાસની રીઝર્વ કરાવી હતી, એટલે બતીના બદોબસ્ત સિવાયનું સેકન્ડ કલાસ કંપાર્ટમેન્ટ મળ્યું. તેમાં બીછાના ગોઠવી સવાર થયા. શેઠ આર. મહેરાલી પેથા ભાઇને બસરામાં તાર આપેલ એટલે અમારી ટ્રેન જયારે બસરા આવી પહોંચી ત્યારે એઓની પહેડીના ભાગીદાર ભાઇ નુરમામદભાઇ અમારા ઉપર મહેરબાની કરીને બસરાના રેલ્વે સ્ટેશન ઉપર લેવા આવેલા હતા. બહુજ મહોબત ભરેલી લાગણીથી

* આ ગૃહસ્થનું નામ Thomas Robert Owens છે. એમણે પોતાની ખુશીથી પ્રમાણે રોજા મુબારકનો ફોટો તેમજ સામરાની નદીનો ફોટો અમને પોતાના કાર્ડ સાથે મોકલી આપેલ છે.

અમોને ત્રણ દિવસ સુધી પોતાના મકાનોમાં રાખ્યા—આખરે પરસી-અન ગલ્ફની સ્ટીમર "સુસ્તર" માં અમો સવાર થઇ મુંબાઇ રવાના થયા. આ સ્ટીમર ત્રણીજ કંગાળ સ્થીતિની છે. બ્રીટીશ ઇંડીઆ સ્ટીમ નેવીગેશન કંપનીની બે ત્રણ સ્ટીમરો મુંબાઇ જંગ માટે બસરામાં તૈયાર હતી પણ તેમાં લશ્કરી માણસો જ ભરતી હતી એટલે લાચારીએ અમારે આ સ્ટીમર પસંદ કરવી પડી. જંગબાર વાળા શેઠ જાફરભાઇ હમીર પોતાના કુટુંબ સાથે આ સ્ટીમરમાં અમારી સાથેજ સવાર થયા હતા તેમજ ખારાસુલામવાળા. શેઠ હાજી ગુલામ ખીમજી પોતાના બાળબચ્ચા સાથે આ સ્ટીમરમાં અમારા સાથેજ હતા. કુટુંબ સહીત ખોજા ભાઇઓ લગભગ ૦ માણસો હોવાથી મુસાફરી આનંદમાં પસાર થઇ હતી. બસરાથી નિકળ્યા બાદ ત્રીજા દિવસે દરીયામાં વાયરલેસથી અલી ભાઇઓને બેતરફનો સજા થવાના અફસોસકારક ખબર મળ્યા હતા.

## શ્રીમંત ખોજાભાઇઓને નમ્ર વિનંતી—



ભાઇઓ, આપણા માંહેના ઘણાઓ લક્ષાધિપતિ હશે, કોઇ વકીલ બેરીસ્ટરપર અને મી. આર. ટી. પટેલ જેવા મ્હોટા ડોકટરો પણ હશે. બહુ ગૃહસ્થો મ્હોટા વેપારી તેમજ ઘણા સાહેબો વિદ્વાન અને ઓનરેબલો હશે. ઘણા ભાઇઓ ન્હાની મ્હોટી જમાતના ભેદો એક બાજુએ મૂકી સત્યનું અવલોકન કરવાનું વધારે પસંદ કરવાવાળા પણ હશે. આવા સૌ ભાઇઓને એક નમ્ર વિનંતિ છે કે જાપાન ચાઇના. અમેરિકા કે ઇંગ્લાંડની મુસાફરી તમો સાહેબો માહેનાં ઘણાઓ-એ કીધી હશે અથવા ભવિશ્યમાં આવા વિચારો અમલમાં મૂકવાનું નક્કિ પણ કરી ચૂક્યા હશો પણ આ પવિત્ર ભૂમીનાં દર્શન કરવાનું ચૂકશો નહિ. જો તમો કબૂલ કરતા હો તો મુસલમાન તરીકે આપણી આ એક મુખ્ય ફરજ છે એટલુંજ નહિ પણ જો તમો આવા પ્રશ્નોનો નૈસર્ગિક કે અનૈસર્ગિક ભાવનાના કાંટામાં તોલ કરવા માંગતા હો તો ખાસ મુસાફરી, કરવાના હેતુથી પણ આ સ્થળોની મુલાકાત લેવાની મ્હારી નમ્ર વિનંતિ છે. લોકો ગરીબાઇમાં કેવું સાદું જીવન પસાર કરે છે, પવિત્ર સ્થળો અંતઃકરણની ભાવના ઉપર કેવી મહાભારત

અસર કરે છે, તેમજ ફ્રાન્સની ઘોડાની શરતોમાં લાખો રૂ. ખરચવા કરતાં આ સ્થળોમાં લાંબો હાથ કરવાથી ખરચેલાં નાણાં કેવા સારા મારગે ખરચાય છે તેનો વિચાર કરવાની કાંઇક તક મળે છે.

આટલું લખી કાશીથી કરબલાનો નિબંધ પુરો કરૂં છું. આ જગોએ મેસોપોટેમીયાનો નકશો આપી દરેક સ્થળો ક્યાં ક્યાં આવેલાં છે તે સહેલાઇથી સમજી શકાય તેવી ગોઠવણ કરવી હતી પણ કલકતા સરવે ઓફીસમાંથી આવા નકશાઓ જાહેર પ્રજાને આપી શકાય તેવી ગોઠવણ હજુ સુધી થઇ નથી એટલે લાચારીથી વાંચનાર ભાઇઓ પાસે ક્ષમા માંગવી પડે છે.



# જાહેર ખબર.

સાહેબો,

બનારસ શહેર લગભગ ૩ લાખની વસ્તીવાળું છે. આઉડ અને રોહીલખંડ રેલવેનું મોટું સ્ટેશન છે. ઇસ્ટ ઇંડીઆ રેલવે દીલ્હીથી કલકત્તા ગઇ તે ઉપર મોગલસરાઇનું જંકશન છે ત્યાંથી બનારસ ૬ માઇલ માત્ર દૂર છે. મોગલસરાથી સહરાણપુર સુધી પંજાબમાં ગયેલી આઉડ રોહીલખંડ રેલવે મોગલસરાથી શરૂ થાય છે. કાશી અને બનારસ કેન્ટોન્મેન્ટ એમ બે સ્ટેશનો બ્રોડ ગેજનાં છે. તે સિવાય બંગાલ નોર્થ વેસ્ટ રેલવેની મીટર ગેજ લાઇન બટની અને છપરાથી અહિં થઇને અલ્હાબાદ છે એ મીટર ગેજનાં શહેરને લાગુ પડે તેવાં બે સ્ટેશનો છે. બનારસ કેન્ટ અને બનારસ સીટી એ બે મીટર ગેજનાં સ્ટેશનો છે. બ્રોડ ગેજ કે મીટર ગેજનાં કોઇપણ સ્ટેશન માટે બસેલું વેગન સીલબંધ જઇ શકે છે. અમારૂં મુખ્ય કામ આડતનું છે. સોના ચાંદીની અમારી બાય જુદી છે. બનારસમાં બાજરી, ચણા, ઘઉં, સરસવ, મગ, ઉડદ, મસુરી, મટર, તુવેરદાલ, તુવેર કાંગરા, દાળ તુવેરની, કીસારી આખી, દાળ કીસરીની, કાળી સફેદ તીલી, ખસખસ, મેથી, વરીયાળી, જીરૂં, ધાણા, લાલ મરચાં, સીંગાડાં, દેશી ખાંડ, ગોળ નાની બટી, દાણાદાર સુઠીયાં, સરસવનું તેલ, એરંડી, એરંડીનું તેલ, મંગરોલા, વગેરે, બહુ માલની જથાબંધ આવક છે અહીંથી હિંદુસ્તાનના દક્ષિણ વિભાગમાં તેમજ સેન્ટ્રલ પ્રોવીન્સ અને ગુજરાત કાઠિઆવાડમાં બહુ માલ જાય છે. અહિંના સફેદ મટર અને તલદાણા રંગુન જાય છે. હાજી તારમામદ તઇયબ, હાજી ઇસ્માઇલ નુરમાહમદ અને શેખ મહમદ અબુવત તેમજ શેઠ જીવાભાઇ ભાણજીની મોટી ખરીદી છે. હાલના સમયમાં આ પ્રકારના વેપારનું સુકાન આખા હિંદુસ્તાનમાં મેમણ ભાઇઓના હાથમાં છે. આ સાહસિક કોમ, વેપારમાં બહુ બાહોશ અને પોતાની આંટને સભાળનારી છે. "વેપાર વાણિયાનો" એ કહેવત તદ્દન જુઠી થઇ પડી છે. આ સાહસીક ભાઇઓ વેપારમાં અગ્રેસર પદ ભોગવે છે.

અમારે ત્યાં ઘણા હિંદી ગૃહસ્થોની પણ મોટી ખરીદી છે. શેઠ નરોત્તમ હરકીશનદાસ, દામોદર મોનજી જુનાગઢવાળા તેમજ શેઠ

કલ્યાણ કમળસી રાજકોટવાળા, પીતાંબરદાસ મગનલાલ, દેવાભાઈ ત્રીકમજી, શવચંદ જેઠાભાઈ, સુખલાલ ગોકળ વઢવાણ કેમ્પવાળા, શેઠ ટોકરસી છગન વીરમગામવાળા, શેઠ વાડીલાલ પ્રેમચંદ, શેઠ છગન તલકશી પાટડીવાળા, શેઠ હિંમતલાલ હીરાલાલ, શેઠ લહેરચંદ જેઠતાદાસ શ્રી અમદાવાદવાળા, શેઠ છોટાલાલ ધનજીભાઈ નડીઆદવાળા, શેઠ પ્રેમાનંદ પીતાંબરદાસ ડભોઈવાળા, વગેરે બહુ ગૃહસ્થોની અમારે ત્યાં ખરીદી છે.

મ્હોટી ખરીદી અમારા મેમણ ભાઈઓની છે. ધોરાજી, બાંટવા, ઉપલેટા, ગોંડલ, વાસાવડ, ધુંવાવ, રાજકોટ, જુનાગઢ વગેરેના જાણીતા ભાઈઓનો અમારા ઉપર મોટો ઉપકાર છે.

મુંબાઈમાં અમારી આડત શેઠ હાજી ખમીસા ઓધાને ત્યા છે જેમની પેઢી સહરીઆ બજારમાં છે.

અમારૂં તારનું સરનામું "માસ્ટર" છે. હિંદુસ્તાનની તમામ પ્રસિદ્ધ ડાયરેક્ટરીમાં અમારૂં નામ રજીસ્ટર છે. પોતાની જાતનાં વખાણ કરવાં એ સભ્યતાથી વિરૂદ્ધ છે, પણ વેપારના કામમાં આવું કાંઈક કરવું પડે છે. કામ ઘણું સફાઈથી થાય છે. બનારસમાં મછોદરી બીસેસર ગંજમાં ધોરી રસ્તાના કિનારા ઉપર પાકી બાંધણીની માળવાળી દુકાન અમારી પોતાની છે. નીચે અમારી બેઠક છે અને અમારા ઇસ્લામી ભાંઇઓ માટે ઉપર સુવા બેસવાનું છે. દુકાનથી ૩-૪ ફરલાંગપર મોટા રસ્તા ઉપર એડવર્ડ હોસ્પીટલના સામે બે માળનું પાકી બાંધણીનું રહેવાનું મકાન અમારા ઘરનું છે. તેમજ કેન્ટોન્મેન્ટના રેલવે સ્ટેશન ઉપર ૧૫૦૦૦ ગુણી રહી શકે તેવું પાકું ગોદામ અમારા ઘરનું છે.

બનારસમાં અનાજનો તોલ ૬૭ તોલાનો છે.

આટલી નમ્ર વિજ્ઞપ્તી સુજ્ઞ વાંચક લક્ષમાં લેશે એવી ઉમેદ છે.

**લવજી જીણા માસ્તર.**

મરચંટ અને કમીશન એજંટ.

**બનારસ સીટી.**